સાહિત્ય વાટિકા.
કુંજ: : તૃતિય પુષ્પ.

# કલકત્તા
# નો
# કારાયુગ.

ગાંડીવ
સાહિત્ય મંદિર,
૮૦ ડેગાંચીડ.
સુરત.

## બાપુના બોલ.

મને તો પૂરી ઉમેદ છે કે બંગાળ આ આત્મશુદ્ધિની હિલચાલમાં પૂરેપૂરો ભાગ ભજવશે. જ્યારે આખું હિન્દ ઉંઘતું હતું ત્યારે બંગાળે સ્વદેશી અને રાષ્ટ્રીય શિક્ષણનો શંખનાદ કરેલો. આજે આત્મશુદ્ધિ અને બલિદાન આપીને સ્વરાજ્ય હાંસલ કરવાની અને ખિલાફત તેમજ પંજાબની બાબતમાં ન્યાય મેળવવાની આ લડતમાં પણ મને ઉમેદ છે કે એજ બંગાળ પોતાનો મોખરો નહિ છોડે.

મોહનદાસ કરમચંદ ગાંધી

# કલકત્તા

નો

# કારાયુગ

લેખક

શ્રી હેમન્તકુમાર સરકાર

પહેલીજ વાર
૧૨૦૦ નકલ
છાપી.
ઇ. સ. ૧૯૨૩



પ્રગટકર્તા

ગાંડીવ સાહિત્ય મન્દિર

૧૮૦–કેળાંપીઠ

સુરત.

---

ગાંડીવ મુદ્રણાલય કેળાંપીઠ સુરતમાં છાપી
નટવરલાલ મૂ. વીમાવાળાએ ગાંડીવ સાહિત્ય
મન્દિર માટે ત્યાંથીજ પ્રગટ કરી.

---

## ગુજરાતનાં ભાઇબ્હેનોને—

ચરણે આ પુસ્તક રજુ કરતાં માત્ર બે ચાર વાતોજ કરવાની છે.

અસહકારના ધર્મયુદ્ધમાં કુરબાની કરવાની પહેલવહેલી અને ખરેખરી તક બંગાળાનેજ લાધી હતી. "રાજદ્રોહનાં કારખાનાં" બાપુએ માંડયાં તે પછી પ્રત્યેક ક્ષણે જાલિમની લટકતી તલ્વાર તૂટી પડવાની વકી રહ્યાં કરતી. પરન્તુ એ તલ્વાર ખરેખરી જ્યારે પાટવી કુંવરની પધરામણી હિન્દ ખાતે થઇ ત્યારેજ બંગાળામાં તૂટી પડી. તે વેળા બંગસંતાનોએ જે કુરબાની કરી, સરકારના પડકારને છાજતો ગર્જના ભર્યો.જવાબ આપી પોતાની જનેતાની કૂખને દીપાવી તે આત્મત્યાગના આદિપર્વની પુણ્યકથા આ નાનકડાં પુસ્તકમાં સાંપડશે—બંગાળની યશસૌરભ એમાંથી મઘમઘશે.

* * *

લેખકના હસમુખા સ્વભાવનું પ્રત્યેક વાક્યે અને શબ્દે દિગ્દર્શન કરાવતું, અસહકારમાં ઘૂસી ગયેલા સડાનો રમૂજી રીતે ખ્યાલ આપતું, સરકારની રંગ-બેરંગી પોલિસી, અર્થવિહાણી વર્તણુંકનો ચિતાર ખડો કરતું, જેલજીવનનાં સુખસંતાપને કોઈ અજબ અવનવીજ ઢબે વ્યક્ત કરનારૂં, બંગાળનાં નવયૌવનની પ્રતિભા અને પ્રસન્નમનતાના પડઘા પાડનારૂં આ શબ્દચિત્ર મને તો લાગે છે કે, ગુજરાતનાં બાળ-કોને પ્રિય થઇ પડશે.

* * *

આખુંયે ચિત્ર એક વાતની તો સાક્ષી પૂરેજ છે. સારાય હિન્દમાં ખાદી અને રાષ્ટ્રીય શિક્ષણની બાબતમાં ગુજરાત ભલે પહેલે નંબરે હો, અસહ-કારના પિતાનું જન્મસ્થાન ભલે એ હો, પરંતુ સર-કારનો પડકાર ઝીલી લેતાં બંગાળે જે નૂર બતાવેલું તે ખરેખર ભારતમૈયાના મુકુટમણિ સમા એ ગરવા પ્રાંતને છાજે તેવુંજ હતું. કેટલાંક વરસો પર જ્યા-રે અસહકાર કે સત્યાગ્રહનાં હિન્દમાં પગરણ નહોતાં મંડાયાં, ત્યારે ઈંગ્લાંડના અમલદાર મંડળોમાં પણ એક વાત ચર્ચાતી હોવાનું સાંભળેલું—નાઇન્ટી-ન્થ સેન્ચરી રિવ્યુમાં એ વિષે એક લેખ પણ હતો. અને તે એ કે હિન્દના બધાયે પ્રાંતોમાં બંગાળાજ સૌથી આગળ વધેલું અને "સ્વરાજ" માટે લાયક છે

( અલબત્ત, એ સ્વરાજની વ્યાખ્યા તો કેવળ જૂદીજ હશે ) માટે એ એકાકી પ્રાંતને છૂટો પાડી તેને રાજ તંત્રની જૂદીજ—( સાંસ્થાનિકને મળતી ) વ્યવસ્થા લાગૂ પાડી જોવી. અને એ અખ્તરાનું પરિણામ શું આવે છે તે જોઇ હિન્દના બીજા પ્રાંતો પર તુલનાત્મક દૃષ્ટિએ અનુભવનો અમલ કરવો. અમલદાર મંડળની એ ગણતરી કયા મુદ્દા પર રચાયેલી હશે એ તો અત્યારે કહેવું મુશ્કેલ છે; પરન્તુ એવો અખ્તરો થાય અને બંગાળ પોતાની લાયકાત બતાવે તે પૂર્વે બંગાળે એક જુદાજ પ્રવાહ દ્વારા પોતાનું શહુર રેલાવી દીધું છે. નાગપૂરમાં જ્યારે રણુસ્તંભ રોપાયો ત્યારે નાગપૂર એવો જવાબ નથીજ આપી શક્યું. દેશના જુદા જુદા ભાગોમાંથી સ્વયંસૈનિકોની ટુકડીઓ મોકલવી પડી હતી. એ દૃષ્ટિબિન્દુથી જોતાં બંગાળાએ કલકત્તાના કારાયુગના એ યુદ્ધમાં અપ્રતિમ તૈયારી દાખવેલી એમાં શક નથી. અને સાહિત્યમાં, કલામાં વિજ્ઞાનમાં બંગાળ નિસંશય પહેલેજ ખડું છે તો !—

* * *

એક વાત ખાસ જણાવવાની છે. જ્યારે આમાં આપેલ ઉપેન્દ્રબાબુનો ઉપોદ્ઘાત છપાતો હતો ત્યારે ખબરે નહોતી કે એનો લેખક ટૂંકમાંજ સરકારની મહેરબાનગત ફરી સ્વીકારનાર છે. કંઈક ભૂલાયલા વીસ-



રાયલા આરોપોસર ઉપેન્દ્રબાબુને સરકારે ફરી પકડ્યા છે એટલુંજ નહિ પણ અઢાર વરસની જેલ એમને માટે નિર્માણ કરી છે. ઉપોદ્‌ઘાતમાં બાબુજી જણાવે છે કે થોડા વરસ વધુ જીવ્યો તો કદાચ સ્વતંત્રતાના પવનમાં ફરવા હરવા પામું ખરો !—આપણે ન આશા રાખીએ, કે અઢાર વરસની એમની કેદી-ટિકીટ મુદ્દત વીત્યા પહેલાં ખૂબ વહેલી એમના ગળામાંથી આપણેજ સ્વરાજસરકારનાં સિક્કા મહોર હેઠળ તોડીએ ?—

આશો વદ ૧૧ ૧૯૭૯ — નટવર વીમાવાળા



અદ્ભુત સામગ્રીભર્યાં આ રસભવન
માં તમે પ્રવેશ કરો તે પહેલાં આં-
ગણેજ ઉભા રહી, કાળાપાણીમાં
બાર બાર વરસ તપ કરી આવેલા
પેલા હસમુખા ઉપેન્દ્રબાબુ તમને
આવકાર આપશે.

# ભૂમિકા

સત્તર અઢાર વરસ પર એક સુવિખ્યાત સાધુપુરૂ-ષને મેં પૂછ્યું હતું, કે દેશમાં આટઆટલા ધર્માત્મા મહાપુરૂષ હોવા છતાં પણ દેશની દુર્દશાનો આરો કેમ નથી આવતો ? તેમણે હસીને કહેલું, બેટા, કંઇ ગભરા-વાની જરૂર નથી. દુઃખના દહાડા હવે થોડાજ બાકી છે. વીસ વરસ બાદ તું દેશનો ચહેરો પલટાઇ ગયેલો જોયા વિના નહિ રહે.

સ્વદેશ ભણી નિહાળતાં — ભારતમૈયાની દુર્દશા વિચારતાં તે વેળાએ આ વાત પર મને શ્રદ્ધા નજ બેઠી. દેશના મોટા મોટા રાજદ્વારી પંડિતો તદ્દન શુદ્ધ સફાઈ-દાર ઇંગ્રેજીમાં અરજીઓ લખી રાજદરબારે રજૂ કરવામાં મશગૂલ હતા; શાળા મહાશાળાઓના સરસમાં સરસ વિદ્યાર્થીઓ સરકારી વિદ્યાપીઠનો સિક્કો કપાળે લગાવી એકાદ ડેપ્યુટીગીરી, કે મુન્સફી મેળવી પોતાનું જીવ્યું સાર્થક કરવામાં રચી પચી ગયા હતા. હિન્દુસ્તાનની સ્વતંત્રતાની વાત કાઢનારને લોકો ગાંડો ઘેલો કહી હસવામાં ઉડાવી મૂકે. અને જેઓ ઘોરતમ સ્વદેશી–ચૂસ્તમાં ચૂસ્ત સ્વદેશ ભક્ત હતા, તેઓ મુંબઈની મીલના કાપડનો એક સૂટ દરજીને ત્યાં સીવડાવી દેશના ઉપર જાણે ઉપકારનો ભાર લાદતા હોય તેમ મૂછે લિંબુ ઠરાવીનેજ પોતાને કૃતકૃત્ય માનતા.

## અને આજે ?—

અને આજે ખરેજ દેશનો ચહેરો બદલાઇ ગયેલો નિરખી રહ્યો છું. જેઓ ડેપ્યુટીપદ ભોગવે છે તેઓ ગજ ગજ છાતી પુલાવી પહેલાંની પેઠે તે વાતનાં બણુગાં નથી ફૂંકતા; રાવબહાદૂરો અને રાવસાહેબો તો જાણે સુશીલ જનમંડળમાંથી ન્યાત બહારજ મૂકાઇ ગયા છે; જેઓ ધારા-સભામાં ભાષણો કરી સંસ્થાનિક સ્વરાજ મેળવવાની વાતો

કરે તેઓ બાપડા આમવર્ગ આગળ હાંસીપાત્ર બની ગયા છે.

દેશ આજે પોતાને ઓળખતો થયો છે. બનાવટી વાતોથી તેને હવે સંતોષ નથી. નાનામાં નાના બાળકથી માંડી, પોણોસો વરસના હાથમાં લાકડી લઈ ચાલતા બેવડીયા બુઢ્ઢાજી પર્યંત; ચાર આઠ આના રોજ લઈ મજૂરી કરતા કુલીથી માંડી હજારો રૂપિયાનો રોજ પાડતા, મોટર ગાડીમાં આમથી તેમ દોડતા શેઠીયા પર્યંત; સૌ કોઇને સ્વરાજ જોઇએ છે. અરે, બંગાળીના જનાનખાનાના સાત સાત પડદા ફોડી–ભેદી નારીમંડળને કાને પણ સ્વરાજની હાકલ વાગી ચૂકી છે. એટલે હવે ખરેખર આશા પડે છે, કે પાંચ સાત વરસ વધારે જીવ્યો તો આ લીલાની સાનુકૂળ ઇતિશ્રી આ ચર્મચક્ષુએ કદાચ નિરખીશ ખરો.

ઈ. સ. ૧૯૦૯ની સાલમાં બંગાળાના રાષ્ટ્રીય જીવન પ્રવાહનો સુસવાટ સાંભળી, શઢ પ્રસારી નાવ હંકારેલું—તે દિવસો આજે સાંભર્યા વિના નથી રહેતા. મોટા મોટા કુટુંબના લાડકવાયા નબીરાઓ મોજથી સોફા પર આળોટવાનું છોડી કામ કરવા ઉતરી આવ્યા હતા—સરસમાં સરસ જુવાનિયાઓ સરકારી સિક્કા લેવાનો મોહ તજી, ટેક્ષ્ટ બુકને અભરાઇએ મેલી, દેશના ભગવાં પહેરવા નીકળી પડયા હતા—બોયકોટવાદી નરવીરો સિગારેટ ફેંકી દઇ હાથમાં લાકડી લઈ જાણે અટાપટા ખેલવા મંડી પડયા

હતા. બધાંને અંતરમાં લાગી ગયેલું, કે બંગાળીઓના જીવનનો જાણે એક નવોજ અધ્યાય શરૂ થઇ ચૂકયો છે.

જેણે પહેલો અધ્યાય લખવો શરૂ કરેલો તે સુરેન્દ્રનાથની લેખણ તો થોડાજ દિવસમાં બુટ્ટી થઈને વિસારે પડી. પણ બંગાળીની જીવનકથા કંઇ તેથી ત્યાંજ ન અટકી.

બ્રહ્મબાંધવ ઉપાધ્યાય, બિપિનચન્દ્ર, અરવિન્દ વિગેરે આવી બીજો અધ્યાય લખવા બેઠાજ. બારીન્દ્રકુમાર, પુલિન બિહારી, યતીન્દ્રનાથ, રાસબિહારી વિગેરેએ ત્રીજું પ્રકરણ રચ્યું-* બંગાળીના જીવન નાટકના પ્રવેશો રચવા લેખકોની ખોટ નજ પડી. એમાંના કેટલાક આજે પૂર્ણચન્દ્ર પેઠે રાહુગ્રસ્ત છે; કેટલાકે ઈશ્વરના અલૌકિક ધામની પરોણાગત સ્વીકારી છે; કેટલાક અન્ય સાધનામાં મંડી ગયા છે—પણ "ખૂદ બ્રહ્મા સેનાપતિ આજે"—ત્યાં સૈનિકનો શો ટોટો ? ભારતના એક એકાકી પ્રાન્તમાંથી ચૂંટી વિણીને ભગવાને એક તપોસિદ્ધ મહર્ષિને કંઠે શ્વેત પુષ્પમાલા આરોપી, લલાટે ચન્દનતિલક કરી મહાયુદ્ધના અધિનાયક તરીકે મોકલી આપ્યા. સારો દેશ "ગાંધી મહારાજની જય"થી ગાજી ઉઠયો. બંગમૈયાનાં બાળુડાંએ એ ગર્જના

* આ તમામ ભાઇઓની કહાણી જાણવા માટે અમારી વાટિકાની પ્રથમ કુંજનું પ્રથમ પુષ્પ બોમ્બયુગનું બંગાળા વાંચવું જરૂરનું છે.

સાંભળી, પણ જાણે વિષાદ કારણે કે ભૂતકાળ સાંભરવાથી તેઓ ચમકીને સ્તબ્ધ ઉભાં. અને પછી દેશબાંધવ ચિત્તરંજનને હૈયે જ્યાં એ જયગર્જનાના પડઘા પડ્યા—મહેલોની સાતમી અટારીએ વસતા રાજવીએ રાજવેશ તજી ભરથરી કંથા જાણે ધારણ કરી—ત્યારે ચાહોમ !—બંગબાળુડાં વિચાર વિતર્ક તજી કૂદી પડયાં—પોતાનું નૂર તેમણે ઝળહુળાવ્યું.

—ચિત્તરંજનની હાકલ સૂણી ઘરબાર તજી જેઓ રસ્તા પર આવી ઉભા—મારા પ્રિય ભાઈ હેમન્તકુમાર તેમનામાંનાજ એક. વિદ્યાપીઠના શ્રેષ્ઠતમ વિદ્યાર્થીને જે કંઇ વણમાંગ્યુંજ આવી મળે છે, તે સર્વ કંઈ એમની પૂંજી રૂપે હતું; પણ અર્થ, યશ કે માનમરતબો—કશુંયે તેમનું ભાન નથી ભૂલાવી શકયાં. ખાદી પહેરવાથી માંડી, પદત્યાગ અને જેલનિવાસ પર્યંત અસહકારીનાં એકેએક કર્તવ્ય તેમણે પાલન કર્યાં છે. એટલે જેલમાંથી આવી પોતાના અનુભવોની કથની આપણને સુણાવવાનો અધિકાર તેમણે જરૂર પ્રાપ્ત કર્યોજ છે.

બંગાળાના નવયુગનો આજ ત્રણ વરસ થયાં ચોથો અધ્યાય રચાઇ રહ્યો છે. લાગે છે કે એકાદ નવો અધ્યાય પણ શરૂ થવાનો અવસર નજીકજ છે. હેમન્ત બાબુનું આ પુસ્તક કદાચ તે નૂતન ઘડાતા અધ્યાયની પ્રારંભકથા તો ન હોય ?—

શ્રી ઉપેન્દ્ર વંદ્યોપાધ્યાય

## —ગૌરચન્દ્રિકા—

ભારતમૈયાની સેવા કાજે સુખ સર્વસ્વનો ત્યાગ કરી જેલજાત્રાને આમંત્રી લેનારા પુણ્યશ્લોક લોકમાન્ય તિલક, મહાત્મા ગાંધી, દેશબન્ધુ દાસ, પંડિત મોતીલાલ, મૌલાના બંધુઓ, પંજાબકેસરી લાલાજી અને બીજા અસંખ્ય દેશસેવકોનાં પુણ્યનામ સંભારી આજે આ મારી ક્ષુદ્ર કથા લખવા કલમ ઝાલું છું. શ્રી અરવિન્દ ઘોષ, બારીન્દ્ર

આણુ, ઉપેન્દ્રનાથ વંદ્યોપાધ્યાય, વિગેરે મહારથીઓએ કંઇ કંઇ હૃદયસ્પર્શી શૈલીએ પોતપોતાની જેલકથા સુણાવી છે. જેમણે જીંદગીભરનાં કાળાપાણી વેઠયાં છે, કે ફાંસીને માંચડેથી પાછા ફરી દસ દસ બાર બાર વરસ સુધી અપાર દુઃખ અને યાતના સહન કર્યાં છે, તેમની સરખામણીમાં મારે આ છ મહિનાની સખત પણ નજીવી કેદની વાત લખવા બેસવું એજ મોટું ધૃષ્ટતાભર્યું આચરણ લેખાય; પણ—

> मन्दकवि यशःप्रार्थी गमिष्यामुपहास्यताम् ।
> प्रांशुलभ्ये फले लोभाद् उद्बाहुरिव वामनः ॥

અટુકજી ખૂબ ઉંચું ફળ તોડવા માટે જાય તો હાથ લંબાવતાં જેમ હાંસીને પાત્ર થાય તેમ કીર્તિલોભથી કવિતા કરનાર કવિની મસ્કરીજ થઈ હતી.

હું પણ એ પ્રમાણે ફજેત થવા સારૂજ આ લેખ લખી નાંખું છું. જીભે આવીને સરસ્વતી છાવણી નાંખે ત્યારે પછી માણસ સારૂં નરસું જોતો નથી. જેલજાત્રા કરી આવીને ઘણાએ પોતાની વાતો લખી એટલે સંગતિ દોષથી મેં પણ એવી કહાણી લખવાનો ગુન્હો તો કરીજ નાંખ્યો. અને સાચું તો એ, કે આખી વાતમાં મારે વિષે થોડુંજ છે. જે મહાત્માઓના સમાગમનો લાભ મને કેદખાનામાં મળ્યો હતો, તેમને વિષેજ ઘણું ખરૂં તો બયાન

કર્યું છે. આપણાથી સત્યમ્ બ્રુયાત્ પ્રિયમ્ બ્રુયાત્‌ની શાસ્ત્રાજ્ઞા કંઈ પળાઈ નથી, એ સાફ સાફ જણાવી દઉં—એ ત્રણ જગાએ નાગું કડવું સત્ય પણ આલેખ્યુંજ છે. કલ્પિત વાર્તાઓ—નવલકથાઓ લખવાનો ધંધો માંડી બેઠેલા લેખકો સાચેસાચું લખે ત્યારે બધાને મઝા પડેજ છે. એટલે શ્રદ્ધા રાખીને સાચેસાચી વાત સંભળાવી દેવાની તક જતી નથી કરી. આશા છે કે કોઇ માઠું લગાડશે નહિ.

અસહકારની ચળવળમાં છાનું છૂપું રાખવાપણું કંઈ છેજ નહિ. સાચની અને અહિંસાની સીમા ન ઓળંગવી એ અસહકારીનો ખાસ ધર્મ છે. એ વિશ્વાસે, ઠેકઠેકાણે હૈયું ઠાલવ્યું છે. આશા રાખું છું કે એ સાચું નથી, એમ તો કોઇ નહિજ કહે, અને સાચા અસહકારી પેઠે ગુસ્સે નહિ થાય—અને ગુસ્સે થાય તો ભલે, પણ અહિંસક તો રહેજ એટલું લળી લળીને યાચી લઉં છું!

શ્રી હેમન્તકુમાર સરકાર



૧૯૨૧

*

# પકડાતાં પહેલાં

આંખ ખાસ્સી હરણના જેવી હોય, તોએ શોખને ખાતર ઘણા ચશ્મા પહેરે છે——એજ પ્રમાણે જરૂર હોય યા ન હોય તો પણ દેશને ખાતર એકાદ વાર જેલમંદિરની મુલાકાત તો લેવીજ એવી મને હોંસ થઈ આવી હતી. "માગે તેથી આઘે, ત્યાગે તેની આગે" વાતોમાં તો વાંચ્યુંજ હતું.—આજે તો મારી જીંદગીમાં પ્રત્યક્ષ નજરે પડ્યું. જે દિવસે વિશ્વવિદ્યાલયમાં ભણવા ભણાવવાનું છોડી અસહકાર યજ્ઞમાં હું જોડાયો તેજ દિવસથી ખાતરી તો હતીજ, કે આજે નહિ તો કાલે પણ જેલ તો મળવાનીજ છે. આસામ બંગાળ રેલ્વેની હડતાળના પ્રસંગમાં, ચાંદપૂરમાં ગુરખા પહેરેગીરે મને પકડેલો પણ છોડી દીધો; ગોઆલંદમાં હવાલદાર સાહેબ તપાસ કરતાં કરતાં પણ હવાઇ ગયા; નારાયણગંજમાં પણ સહેજમાં સુનેરી તક ચાલી ગઇ—એટલે તો મનજી વિચારવા

લાગ્યા, કે કેમ જીવ ! જેલ જવાનું કપાળે નથી લખ્યું કે શું ? અને કલકત્તા તેમજ બીજે ઠેકઠેકાણે રાજદ્રોહથી ઉભરાતાં ભાષણો કરવા છતાં; અરે, કરાંચીના પેલા પ્રખ્યાત ઠરાવને રજુ કરનાર તરીકે બહાર પડવા છતાં સરકારની કંકોતરી આવી નહિ; દાસબાબુના "બાંગલાર કથા"નું કાયદેસર જાહેરનામું Declaration કર્યા સિવાય તેના મુદ્રક પ્રકાશક તરીકે નામ છાપ્યું—છતાંયે કંઇ બાજી પાર ન પડી. એટલે તો થઇ ગયું કે "ફોકટ ફાંફાં મારે મૂરખ મન—" આટલા વખતમાં પણ તું એવું કંઈ ન કરી શક્યું કે નામવર સરકાર તને પોતાના "હોટલમાં" માનપૂર્વક ઉતારો આપે !

ઓકટોબર ૧૯૨૧ની તારીખ ઓગણીસમીએ મારા સાંભળવામાં આવ્યું કે શ્રીયુત યતીન્દ્રમોહન સેનગુપ્ત વિગેરેને ચટ્ટગ્રામથી અલિપોર જેલમાં લાવવામાં આવ્યા છે. સાંજ પહોરે સિયાલદહ સ્ટેશને આપણે તો ઉતર્યા. ચટ્ટગ્રામ જીલ્લા સમિતિના મંત્રી પળિયાવાળા શ્રીયુત મહિમચન્દ્ર દાસની મુલાકાત પણ લીધી. તે કહે, "એ મહિનાનીજ સજા થાત, તો તો મારાથી કોંગ્રેસમાં (અમદાવાદ) પણ જઇ શકાત."

મેં કહ્યું, "અરે આ વેળા તો મહાસભામાં આપણે જવુંજ નહિ પડે—મહાસભાજ આપણી પાસે આવશે."

તે પછી દોઢેક મહિના બાદ શ્રી જીતેન્દ્રલાલ બંદોપાધ્યાય પકડાયા એવી ખબર સાંભળી હાઉરા સ્ટેશને હું તેમને આવકાર આપવા સારૂ ગયો. નસીબનો બળીયો ! તે મુલાકાત થઇજ નહિ. ચોમેરથી પાકટ ઉમ્મરવાળા આગેવાનો એક પછી એક સરકારની મહેમાનગીરી સ્વીકારવા લાગે અને મારા જેવા જુવાનજોધ બહાર

રહ્યા રહ્યા તેમને વિદાય કરે, એ તે કેટલા દિવસ શોભે?–કેમ છાજે?

જેલનાં જંતુઓ કેવી રીતે જીવન વહેવાર ચલાવે છે તે જોવા સારૂ પાંચમી ડિસેમ્બરને દિવસે શ્રી જીતેન્દ્રબાબુને મળવા હું પ્રેસીડન્સી જેલમાં ગયો. જોતાં થયું, કે હાશ......મઝામાં છે–જીવતા પણ છે!

કોઈ સુધન્ય ચોઘડિયે સરકારે પેલું સ્વયંસેવકો વિષેનું જાહેરનામું બહાર પાડયું. સરકારની જોહુકમી સામે સવિનય ભંગ કરવાના હેતુથી શ્રી શ્યામસુન્દર ચક્રવર્તી, જીતેન્દ્ર બંદો-પાધ્યાય, મૌલવી મજીબર રહેમાન વિગેરે હિન્દુ મુસલમાન આગેવાનોએ એ હુકમ તોડવા માટેનો નિર્ણય એક જાહેરનામું કાઢી બહાર પાડી દીધો હતો. દેશબન્ધુ તે વેળા મહાસભાને કામે મુંબાઇ પધાર્યા હતા. ૨૩મી નવેમ્બરને દિવસે ગાંધીજી સામુદાયિક સવિનય ભંગ બારડોલીમાં શરૂ કરે, એવી યોજના હતી, એટલે તેમને ત્યાં વધારે રોકાઇ જવાનું થયું. મુંબાઇથી આવીને તા. ૨૭-૧૧-૨૧ ને દિવસે પ્રાંતિક સમિતિની એક બેઠકમાં સરકારના જાહેરનામાને ગેરકાયદેસર ઠરાવ્યું. સ્વયંસેવક સમિતિનું કામકાજ આગળ ચલાવવા માટેના બે ઠરાવો મૂકાયા, અને તેમનો ટેકો પણ મળ્યો. આગેવાનો બધા જેલ જવાને માટે તૈયાર હતા. સરકારના ભાડૂતી ભામટાઓ દ્વારા કદાચ મારામારી થવાનો સંભવ રહે, એ બ્હીકે કલકત્તામાં થોડા વખત માટે સરઘસો, સભાઓ વિગેરે તદ્દન બંધ રાખવા ઠર્યું. પ્રાંતિક સમિતિએ બધી સત્તા દાસબાબુને આપી દીધી—તેમને સરમુખ્ત્યારી સોંપી. તેઓ પકડાય, તે પછી કોને કોને કાર્યવાહકો નીમવા તે બાબતની જવાબદારી પણ એમનેજ માથે નાંખવામાં આવી.

તારીખ ચોથી ડીસેમ્બરે પાંચ સ્વયંસેવકોને ખાદીની ફેરી ફરવા સારૂ બહાર પાડ્યા. તેમાંનો કોઈ પકડાયો નહિ. પણ પાંચમી તારીખે થોડાએક ગિરફતાર થયા. દેશબન્ધુ ડરતા હતા કે—બહુ તો હજારેક માણસ જેલ જવાને માટે મળશે, વધારે કંઇ તૈયાર થવાના નથી. એટલે ધીમે ધીમે પાંચ પાંચ દશ દશ કરતાં, પછી આગળ જતાં જેલ જનારાઓની સંખ્યા વધારવી. અને બીજું એમ પણ નક્કી થયું, કે સ્વયંસેવકોએ બેજ (badge) ફૂલ લગાડ્યા વગરજ ફરવું—કારણ સરકારી માણસો તેવાંજ ફૂલ લગાડી હડતાળ બંધ કરવાનો ઉપદેશ આપતા ફરે છે એવી ખબરો આવી હતી.

તારીખ ૩૧મી ડીસેમ્બર પહેલાં ક્યાં તો સ્વરાજ, કે ક્યાં તો જેલ—એમ તો આગેવાનોએ નક્કી કરીજ મૂક્યું હતું. વખત તો ઝાઝો છે નહિ, રણશિંગુ તો ફૂંકી પણ દીધું; પણ—પણ લશ્કર ક્યાં? બંગાળી જુવાનિયાઓ તો ડાહ્યાડમરા, કહ્યાગરા બાળકો પેઠે મોજથી સરકારની નિશાળોમાં ભણવા વાંચવામાં રચી પચી ગયા હતા—ત્યારે હવે લડશે કોણ? અભણ મજૂરોનાં ટોળેટોળાં આવવા લાગ્યાં; ઉત્તર હિન્દુસ્તાનીઓ અને મુસલમાનો પણ જેલ જવા માટે કમ્મર કસી નીકળ્યા, પણ—"બાંગાલીર છેલે"—બંગમૈયાના પુત્રો ક્યાં?

આવી અવદશા જોઇ દર્દમય હૃદયે દેશબન્ધુએ નક્કી કર્યું કે તારીખ ૫મી ડીસે. એ એવા એકાદ માણસને જેલ મોકલવો, કે તેના પકડાવાથી આખો દેશ ચોંકી ઉઠે—લોકો સફાળા જાગે.

૧૧–વેલિંગ્ટન સ્કવેરમાં આવેલી મહાસભાની કચેરીને નીચલે માળે એક નાનકડી કોટડી હતી, તેમાં ફાસબાણુ ગોઠીયાઓ સાથે મસલત કરતા—યોજનાઓ ઘડતા. સાંજે તેઓ આવી લાગ્યા,

તે વેળા હું, શ્રી સત્યેન્દ્રચન્દ્ર મિત્ર, કિરણશંકર રાય, સુભાષચન્દ્ર બસુ અને ચિત્તરંજન દાસ (દેશબન્ધુના ચિરંજીવી) એટલા સાંજ હાજર હતા. વાટાઘાટ થવા લાગી, કે જેલસુન્દરીને વરવા કોણે બહાર પડવું? દરેક જણે શ્રીગણેશ કરવા માટેની પોતાની ઉમેદવારી આગ્રહપૂર્વક બહાર પાડી. પણ "બાંગલાર કથા" ચલાવવાનો તેમજ પત્રવહેવાર વિગેરેની વ્યવસ્થાનો ભાર મારે માથે હતો, એટલે આપણે તો પહેલે પગથિયેજ નામંજૂર ઠર્યો. સુભાષચન્દ્રને તો સ્વયંસેવકોના સરદાર બની રોજ એક પછી એક ટુકડીને વ્યવસ્થાસર બહાર પાડવાનું કામ સોંપાયું—એટલે તુરત જેલ જવા માટે તેને પણ ના પાડવામાં આવી. અને કિરણબાબુને તો કેળવણી વિભાગ અને પ્રચાર સમિતિનું કામ ધપાવવાનું હતું, એટલે તેને જવા દેવાય એ તો બનેજ કેમ? હવે વારો આવ્યો, શ્રી ચિરરંજન દાસનો. દેશબન્ધુના ચિરંજીવી બોલ્યા, કે મારે માથે તો કંઇ કામ નથી, કાજ નથી, જવાબદારી નથી; એટલે હું જરૂર સરકારની મહેમાનગીરી સ્વીકારી લઉં. દેશબન્ધુએ હરખભેર હા કહી. ચાલો, નક્કી થયું કે ૬ઠ્ઠી ડીસે.ને શુભ દિવસે ૨૫ સ્વયંસેવકોની ટુકડી સાથે શ્રી ચિરરંજને સરકારને મેદાન આપવું.

તા. ૬ઠ્ઠી ડીસેમ્બરને દિવસે સ્હવારે દેશબન્ધુને ઘેર જે બનાવ બન્યો, તેનું સ્હેજસાજ વર્ણન તો આપીજ દઉં. આગલે દિવસે રાતે અગિયાર વાગે દેશબન્ધુએ દક્ષિણ કલકત્તાની મહાસભા સમિતિના આગેવાન કાર્યકર્તા શ્રી હેમેન્દ્ર દાસગુપ્તને બોલાવી, આજ્ઞા આપી દીધી, કે કાલે સ્હવારે શ્રી ચિરરંજન સાથે હસતે મુખડે સરકારની મહેમાનગીરી સ્વીકારવા ૨૫ સ્વયંસેવકોને તૈયાર રાખજો.

સ્હવારે પથારીમાંથી ઉઠ્યા ન ઉઠ્યા એટલેજ એમણે તો તલાશ કરવા માંડી કે કેમ ૨૫ જણા તૈયાર છે કે નહિ. સરદાર શ્રી સુભાષચન્દ્ર તો ચિત્તરંજનને જવા દેવાનેજ રાજી નહોતા. પોતે કેમ પહેલા બહાર પડવાનું માન ગુમાવે? એમ એને લાગતું. ફરી પાછું મેં પણ કહી જોયું, કે મને જવા દો,—પણ એ રામ એના એ; દેશ બન્ધુએ સાફ ના કહી. છેલ્લે, છઠ્ઠીને શુભ દિવસે બીજે પહોરે મહાસભાની કચેરીમાંથી ખાંધે ખાદીના તાકા નાંખી, બીજા સ્વયંસેવકો સાથે કોલેજ સ્ટ્રીટ હેરિસન રોડ પર ચિત્તરંજન, સરકાર સાથે બાથ ભીડવા બહાર પડ્યો.

દર પાંચ સ્વયંસેવક સાથે એક એક ભોમિયો અને એક એક દૂત રહેતા. ક્યાં ક્યાં જવું એ બતાવી પોતાની સાથે તેડી જવાનું કામ ભોમિયાનું; અને કોણ ક્યાં ગયું, કોણ પકડાયું, વિગેરે ખબરો તુરતજ ઓફિસે પહોંચાડવાનું કામ દૂતનું. સાંજે વિજળીવેગે શહેરમાંયે ખબર ફેલાઇ અને અમને મહાસભાની કચેરીમાં પણ વાત મળી, કે ચિત્તરંજન બીજા અઢાર નરવીરો સાથે યુદ્ધનો કેદી બન્યો છે.

તે વેળા મહાસભાની ઓફિસને ચોથે માળે અમારી મિજલસ જામી હતી. હાવરામાં ગોળીબાર થયા પછી શા હાલ થયા હતા, એ વિષે સાહિત્યમહારથી શ્રી શરતચન્દ્ર ચટ્ટોપાધ્યાય પોતાની અજબ રસમય બાનીથી ચમત્કૃતિમય વર્ણન આપી રહ્યા હતા—એવામાં આ ખબર આવી મળી. શરત બાબુએ તો સાફ સાફ જણાવ્યું કે જેલ કંઈ રૂડી જગા નથી અને આપણને કંઇ તેની ઉપર પ્રેમ ઉભરાઇ જતો નથી. કિરણબાબુ હસતાં હસતાં કહે કે કાલે

બધાંને જતાં જોઇને મને બ્હીતાં બ્હીતાંયે મન થઇ ગયું હતું—ગયો હોત તો હુંયે સરકારના 'હોટલમાં' જ હોત, વિગેરે. જાતજાતની ઠઠ્ઠા મશ્કરી થવા લાગી. પણ બધાંને અંતરમાં લાગી રહ્યું હતું કે હવે વાદળાં ઘેરાવા માંડયાં છે—વર્ષા પાસે આવે છે.

નીચે, પોતાનો પુત્ર પકડાયાના સમાચાર સાંભળ્યા પછી અટલ અવિચળ કર્તવ્યની પ્રતિમા પેઠે દેશબન્ધુ જાત જાતની વ્યવસ્થાઓ કરવાના ફરમાનો આપી રહ્યા હતા. શ્યામસુંદર બાબુ તથા બીજા કેટલાક તેમને દિલાસો દેવા સારૂ ઉભરાતે હૈયે ગયા હતા; પણ એ અટલ શાંતિ વેળા આંસુને સ્થાન નહોતું તો દિલાસાને તો હોયજ ક્યાંથી? જેણે જીવનસર્વસ્વનાં દાન કરી પોતાના એક માત્ર કુળદીપકને પણ મલકાતે મુખડે જેલ મોકલ્યો, તેને ભગવાનનાં આશ્વાસન મળે—આપણે તેને દિલાસો દેનાર કોણ?

સાંજે સગાંવહાલાં આપ્તજનો વિગેરે સહાનુભૂતિ દર્શાવવા સારૂ દેશબન્ધુને ઘેર ગયા. આખું ઘર જાણે ઉભરાઇ ગયું. લાલબજારની ચોકીએ ચિત્તરંજન અટકમાં હતો, ત્યાં તેને માટે કામળો અને થોડુંક ખાવાનું મોકલવું કે નહિ તે વિશે ચર્ચા ચાલવા લાગી. એકલા ચિત્તરંજનને માટે મોકલવાની તો દાસબાબુએ હસીને ના પાડી, પણ પછી સઘળાને માટે ખાવાનું અને કામળા ખરીદીને મોકલવા સારૂ નાણાં આપ્યાં. ચોકીએ ગયા એટલે જણાયું, કે હવે તો મોડું થઈ ગયું; ખાવાનું આપવાનું હવે બને તેમ નથી; અને ચિત્તરંજને તો મુંગે મોંઢે ક્યારનાએ ગોરા સારજંટ વિગેરેને હાથે તમાચા, લાકડીના ઝપાટા અને ગાળ ખાઇ લીધાં છે!

ઘરમાં તુરત હુકમ થયો કે જાડા ચોખાનો ભાત અને એક

સાદું શાક એટલુંજ સૌ કોઈ ખાશે. દુઃખની તો છાયાએ નહોતી જણાતી; શાંત આનન્દની ગમ્ભીરતા જાણે ભાવી વાવાઝોડાની સૂચના આપી રહી હતી.

૫ મી તારીખેજ પ્રેસીડન્સી જેલમાં દેશબન્ધુની સાથે હું જીતેન બાબુની મુલાકાતે ગયો હતો. સુપરિન્ટેન્ડન્ટ કરનલ હેમિલ્ટનના ફરમાન મુજબ અમને ખુરસીઓ આપવામાં આવી હતી. અને જેલર સાહેબ જાણે અમારાજ પગારદાર નોકર ન હોય તેમ નમ્રતાથી ઉભા રહેલા. અમે મનમાંજ વિચાર્યું હતું, કે અમારે એજ જેલર સાહેબ સન્મુખ ઉભા રહેવું પડે, અને તે અમારા પર મનમાન્યાં ફરમાન છોડે,—એ કાળ કંઇ હવે દૂર નહિજ હોય. જીતેન બાબુ આવતાંજ તેમની ચરણરજ માથે ચઢાવી મેં કહ્યું, " બહાર આપની સાથે બહુ બહુ ટંટા ઉઠાવ્યા છે;—હવે લાગે છે કે મેં કેટલીક વાર અણુ-ઘટતું—અજુકતુંયે કર્યું છે. મને માફ કરજો—હવે તમારી સાથે જેલમાં આવીનેજ ટંટા ઝમાવીશ ! " જીતેનબાબુ હસતાં હસતાં મને પ્રેમપૂર્વક ભેટી પડ્યા.

હવે શ્રી ચિત્તરંજન ઉર્ફે ભોમ્બલે એક દિવસ જેલમાં મુલા-કાત માટે મને બોલાવ્યો. આપણે પણ જેલમાં જઇ મળી આવી, તેનું નોતરૂં કબૂલ રાખવાનું ધાર્યું. પણ પેલો મસ્તીખોર વિધાતા—તે આડે આવ્યો, એટલે આપણું શું ચાલે ?

તે દિવસે સાંજે ગવર્નમેન્ટ હાઉસ તરફથી મળવા આવવા સારૂ દેશબન્ધુને આમંત્રણ આવ્યું.

તા. ૨૪ મીએ હડતાળ ન પડે, એવી ઇચ્છાથી ગવર્નર સાહેબ દેશબન્ધુની સાથે વાતચીત કરવાનો બન્દોબસ્ત કરી રહ્યા હતા. પણ પોતે તેડું મોકલે તો તો નાક કપાઇ જાય; એટલે યુક્તિ

પ્રયુક્તિથી એવો પ્રયત્ન કરી રહ્યા હતા, કે દેશબન્ધુ પોતેજ થઇને મળવા આવે. પહેલવહેલા તો મહારાજ પ્રદ્યોતકુમાર દૂત રૂપે આવીને દેશબન્ધુને એ ચાર ડાહીડમરી સલાહ આપી ગયા. તે પછી ખાનગી કારભારી ( પ્રા. સે. ) ગુરલે સાહેબે ટેલિફોન કરી હસતાં હસતાં જણાવ્યું કે " મિ૦ દાસ નામદાર ગવર્નર સાહેબની મુલાકાત લેવા ઇચ્છે છે એવું સાંભળી નામદારને ઘણો આનંદ થયો છે." અને પછી ટેલિફોન પર ટેલિફોન અને ચિઠ્ઠી પર ચિઠ્ઠીનો વરસાદ ! બીજી બાજુ દેશબન્ધુએ તો હઠયોગ માંડેલો, કે રીતસરનું લખેલું સરકારી નિમંત્રણ-પત્ર ન આવે, ત્યાં સુધી આપણે જવું નથી. સાહેબ કહે, કે " લાટ સાહેબ તે શા આધારે બોલાવે ?" એટલે દાસબાબુ જવાબ આપે કે મારા જેવો ગરીબડો માણસ, મહામાન્ય ગવર્નર સાહેબ જેવી સમર્થ વ્યક્તિ સાથે, રીતસરના નોતરા વિના મુલાકાત લેવાનું દુઃસાહસ (!) કયી હિમ્મત પર કરે ?

એમ ને એમ કેટલા દહાડા નીકળી ગયા. છેવટે સરકારે વાણીયાગત કરી ફેરવી તોળ્યું—નોતરૂં આપ્યું. ગવર્નર સાહેબે કબૂલ તો કર્યું જ, કે હડતાળ પાડવાનો ઉપદેશ કરવો એમાં કંઇ ગેરકાયદેસર નથી. તેમ ખાદી વેચવી એ પણ કાનૂનમંજૂર તો છે; પણ,—પણ તમારા દેશી ભાઇઓ તરફથીજ મારા પર અરજી આવી છે, કે સ્વયંસેવકો અમારી ઉપર જુલમ ગુજારે છે. એ કારણે મને જાહેરનામું બહાર પાડવાની ફરજ પડી છે. તમે કામ બંધ પાડો તો ઠીક; વિગેરે. ગમે તેમ, પણ એ મુલાકાતનું ફળ આવ્યું—શૂન્યમ્.



* *

# પરહેજગિરીને દિવસે.

તારીખ ૭મી ડીસેમ્બર ૧૯૨૧નો દિવસ બંગાળાના રાષ્ટ્રીય ઇતિહાસમાં હમ્મેશ યાદગાર રહેશે.

.૧૪૮-રસારોડમાં આવેલા દાસબાબુના ઘરમાં તે દિવસે સઘળ મળસ્કે વહેલાં ઉઠી ગયાં હતાં—રાતે ઉંઘ્યાંજ નહોતાં, એમ કહું તે છેક ખોટું તો નહિજ ગણાય. દેશબન્ધુ ન્હાને ટેબલે બેસી સરવન્ છાપું વાંચી રહ્યા હતા. અધિપતિની નોંધની કટારોમાં તેમના અપૂ ત્યાગ અને ચિરરંજનની ધરપકડ બાબત એક ભારે રસપૂર્ણ લેખ આવ્યો હતો. તે વાંચતાં વાંચતાં, દેશબન્ધુની આંખોમાંથી આંસ ટપકવા લાગ્યાં. અશ્રુપૂર્ણ નયને તેમણે કહ્યું, " મારા દીકરાને મા મને દુઃખ નથી થતું; મેં તો મારો એક પુત્ર આપ્યો. પણ,—પણ

બંગાળમાં શું બીજા જુવાનો નથી—બંગાળનું યૌવનનૂર શું હણાઇ ગયું છે?— ”

બંગાળના નવજુવાનોમાં ચેતન રેડવા માટે દેશબન્ધુએ પહેલાં એક સન્દેશો Appeal બહાર પાડયો હતો—પણ તેથી કંઇજ વળ્યું નહોતું. એટલે એમણે તો વિચાર્યું કે દેશમાં મૂછાળા મરદ નથી; તો જનાનામાં પડદા આડે રહેનારાં સ્ત્રીજનોને રણમયદાને ઝૂકાવ્યા વિના છૂટકો નથી. કેપ્ટન બસુ અને મેં ઘણા ઘણા વાંધા કાઢયા; બધો પુરૂષવર્ગ ખૂટી જાય, પછીજ સ્ત્રીઓ બહાર પડે, તો ઠીક દેખાય—કંઇ નહિ તો અમે બહાર રહીએ, અને તેઓ સરકારની પરોણાગત સ્વીકારે એ તો અમારાથી નહિજ જોયું જાય. પણ સાગરઘેરા સૂરે Crying Captain ( સુભાષચન્દ્ર ) અને મારી ઉપર દેશબન્ધુએ હુકમ છોડયો, “ તમારે કામ કરવું છે, કે ભાવનાનો—આવેશનો-વિલાસ અનુભવવો છે ? ” હવે શું કહીએ ? શ્રીમતી વાસંતીદેવીએ સ્વયંસેવિકા તરીકે બહાર પડવું, એમ નક્કી થયું. દેશબન્ધુનાં બ્હેન શ્રી ઉર્મિલાદેવી, નારીકર્મમન્દિરવાળા શ્રી ઉમાદેવી અને સુનીતિદેવી પણ તૈયાર થઇને આવ્યાં. ત્રણ સ્ત્રીઓ અને બે મરદોએ ઝૂકાવવું એમ યોજના કરી.

શ્રી વાસંતીદેવી, ઉર્મિલાદેવી અને સુનીતિદેવીએ મહાસભાની કચેરીમાંથી બીજા બે સ્વયંસેવકો સાથે બહાર પડવાનું હતું. ભોમિયા તરીકે કોણે જવું એમ સવાલ ઉઠતાંજ આપણે આપણી ઉમેદવારી બહાર પાડી—પણ ભોગ મારા, તે દેશબન્ધુ હા કહેજ શાના ? મહામહેનતે જેમ તેમ સમજાવ્યા, ત્યારે એટલું કબૂલ કર્યું, કે મારે ગાડીમાં બેસી એમની સાથે જવું અને હાથે

કરીને પકડાવું નહિ. ચાલો ને ભાઇ, એટલું તો એટલું. સુભાષચન્દ્રને ત્યાંથી મોટોર આવી. તે ગાડીમાં બેસી મહાસભાની કચેરીમાંથી ખાદીના તાકા અને બે સેવકને લઇને પહેલવહેલો હું કૉલેજ સ્ટ્રીટ અને હેરિસન રોડના વાંક આગળ ઉતરી પડ્યો. એજ ઠેકાણે આગલે દિવસે ચિત્તરંજનની ધરપકડ થઇ હતી. બહેનોએ ચોબાજુની દુકાનોમાં હડતાળ પાડવા માટેનો ઉપદેશ આપવા માંડ્યો. તે બધાએ કબૂલ કર્યો. મા (વાસંતીદેવી)ના હાથમાંથી ખાદી ઝપાટાબંધ વેચાવા લાગી. જોતજોતામાં ભીડ જામી. આજે બંગાળાના રાજવી ફકીર દેશબન્ધુ દાસનાં સુકોમળ સહધર્મિણી અને બહેન, સ્વદેશસેવા કાજે રણમયદાને ઝૂકાવે છે—એવું જોઇ ઘણાની આંખમાંથી દડદડ આંસુ પડતાં મેં જોયાં.

પાસે જે હવાલદારો ઉભા હતા તેઓ કંઇ બોલ્યા નહિ. આગલે દિવસે ચિત્તરંજનને ગિરફતાર કરીને જોડાસાંકાની ચોકીએ લઇ જવામાં આવ્યો હતો, એટલે હવે અમે એ થાણાની દિશા તરફ ધસારો કર્યો. સુભાષચન્દ્રની મોટરગાડીએ દગો દીધો, એટલે એક ટેક્ષી લઇ રવાના થયો. ટેક્ષીવાળો ભૂલથી જોડાબાગાન આઉટ-પોસ્ટ આગળ હંકારી ગયો. ત્યાં રસ્તા પર ઉભેલા એક પોલિસ પહેરેગીરને પકડાપકડી વિષે વાત કરતાં તે કહે, "અમે પેટને ખાતર વેઠ તો કરીએ છીએ, પણ કંઇ એટલા નીચ નથી બન્યા, કે આ માવડીઓને પણ પરહેજ કરીએ."

જોડાબાગાન આગળથી એક હિન્દુસ્તાની જુવાનિઓ એક મોટરમાં બેસી અમારી સાથે સાથે હંકારવા લાગ્યો. જોડાસાંકા ચોકીની સામેના દુકાનદારોને હડતાળ પાડવાની વિનંતિ કર્યા બાદ દેવીઓ

ચોકીના ઉપરીપદે વિરાજતા ઇન્સ્પેક્ટર બાબુનીજ પાસે ખાદી વેચવા માટે ગયાં. પછી ધીમે ધીમે બડાબજાર તરફ જવાનું થયું. તે વેળા હજારો લોકોની મેદની ચોબાજુ ઝામી ગયેલી જોવામાં આવી.

બડાબજાર ચોકી આગળ અમે ફરતા હતા, એવે દેખાયું કે એક મોટર સાઇકલ પર બેસી પોલિસના મદદનીશ કમિશનર અને બે સારજન્ટો આવી રહ્યા છે. દેવીઓને આ વાત મેં કહી, એટલે તેઓ ફરી ચોકી તરફ ગયાં. પેલા બે સારજન્ટોએ આવી તેમને સવાલ કર્યો, "Madam, What are you doing?" (શ્રીમતિ, આપ અહિં શું કરો છો?)

દેવીએ તુરત જવાબ વાળ્યો, "We are selling Khaddar and declaring hertal" (અમે ખાદી વેચીએ છીએ, અને હડતાળ જાહેર કરીએ છીએ.)

સારજન્ટ:—Will you kindly walk to the Thana? (તમે કૃપા કરી થાણે આવશો?)

દેવી:—Oh yes, most gladly (વાહ, ઘણીજ ખુશીથી.)

મેં તરતજ ગાડીમાંથી ઉતરી પૂછ્યું, "મા, એ આપને પરહેજ કરે છે?"

માએ કહ્યું "હા, એમજ."

તે વખતે ૪॥ નો શુમાર થયો હતો.

તુરતજ મેં મહાસભાની ઓફિસ તરફ ગાંડી હંકરાવી. બીજા એક જુવાનિયા દ્વારા ઘેર ટેલિફોન આપવાનો પણ તુરતજ બન્દોબસ્ત કર્યો.

મહાસભાની ઓફિસમાં ખબર પહોંચી ન પહોંચી એટલામાં

બંગાળીનો પ્રાણ સફાળો જાગી ઉઠ્યો. પ્રોફેસરો " હા, ના; હા, ના, " કરતા રહ્યા, અને કલકત્તા વિદ્યાપીઠ ભાંગી પડી; બંગાળના રાજવી ફકીરની યુક્તિ સફળ થઇ. નવજુવાનો ટુકડી ટુકડી રૂપે જેલ જવા સારૂ બહાર પડ્યા. કોઇ કંઇ બોલતું નહોતું; પણ એક જાતની અટલ દૃઢતાની છાયા સઘળાની મુખમુદ્રા પર છવાઇ રહી હતી.

હું પાંચેક ખિલાફત સ્વયંસેવકોને લઇને બડાબજાર તરફ ટેક્ષીમાં દોડ્યો. ચોકીની પાસે પહોંચતાંજ હાથમાં રિવોલ્વર સમેત ઉભેલો એક સારજન્ટ મને પરહેજ કરી અન્દર લઈ ગયો. ચારે બાજુ લાલ પાઘડીઓની ભીડ ઝામી હતી–અને રસ્તામાં ઠેકઠેકાણે લોકોનાં ટોળાં ઉભાં હતાં. કેટલાયે લોકો પકડાવા સારૂ ખાસ આગળ આવવા લાગ્યા. અહા ! શો એ દેખાવ ? કદિ નહિ ભૂલું. રે, પોલિસોની આંખોમાંથી પણ દડદડ અશ્રુધારા વહેતી હતી !

ચોકીની અન્દર પેસી માડીની પાસે જઈ બેઠો એટલે સાસ ધીરો પડ્યો. બડાબજાર ચોકીનો ઇન્સ્પેક્ટર બહુ સજ્જન પુરૂષ, એમાં શક નહિ;—સજળ નયને તેણે અમને બહુ આદરમાનથી બેસાડ્યાં. હાઉસમાં જ્યારે ગુરખા પોલિસ મોટરમાં બેસી રાત દહાડો આમથી તેમ હો હો કરતા ભટક્યા કરતા, તે વખતની વાત કરતાં શરત્ચન્દ્ર ચટ્ટોપાધ્યાય બાબુએ કહેલું કે પથારીમાંથી જાગી ઉઠીને મારૂં શરીર ટાપીટીપી તપાસી જોતો, કે બહાર છું કે પરહેજ થઇ ગયો છું. મારીયે જાણે તેવીજ દશા થઈ, " પકડાયો છું કે નોંતરે આવ્યો છું " ! જાણે સમજાયજ નહિ.

બીજી બાજુ ટુકડીઓની ટુકડીઓ આવીને ચોકીમાં દાખલ થવા લાગી. અરે, દસ દસ બાર બાર વરસના નાનકડાં બાળકો પણ

ખાદીની ટોપી અને પહેરણ ચઢાવી દઇ સરકારની સાથે બાથ બીડવા ચોકી આગળ આવી ઉભા, અને દરોગાએ પકડવા ના કહી, એટલે "આં, અમને પકડો" કહી ખાસ્સા રડવા લાગ્યા. અરે, થોડી વાર રહીને જોઉં છું, તો એજ છોકરાઓ ખોટાં દાઢી-મૂછ લગાવીને આવે, અને કહે, " અમારી ઉમ્મર ૨૧ વરસની છે—અમને એકદમ પકડો, અમે અસહકારી છીએ. "

એક પૈસાદાર મારવાડી જુવાનને છોડાવી લેવા તેના બાપે ખૂબ પ્રયત્ન માંડ્યો—તે બિચારો જઇને ખુરશી પાછળ ભરાઇ બેઠો; બહાર નીકળવાની તેની તલભાર ઇચ્છા નહોતી. અરે, તારી સ્ત્રી માંદી છે, તારી માને તાવ આવ્યો છે, એવી એવી ખરી ખોટી ખબરો કહેતાં પણ તેનો બાપ તેની છૂટા થવાની ઇચ્છા સંપાદન ન કરી શક્યો! પણ પછી વધારે વખત એ જુવાન જોવામાં ન આવ્યો—મારી ખાતરી છે કે રૂપેરી રાજાના હુકમથી પોલિસ અમલદારોએજ તે બાપડાને પોતાને ઘેર ચાલ્યા જવાની ફરજ પાડી હોવી જોઇએ.

ડેપ્યુટી કમિશનર પૂર્ણચન્દ્ર લાહિડી અને બીજા એક મદદનીશે ત્રણી દેવીઓને ખૂબ આગ્રહ કર્યો, કે માત્ર તમારા નામની સહી કરીને તમે તમારે ખુશીથી જ્યાં જવું હોય ત્યાં ચાલ્યા જાઓ. પણ માએ કહ્યું, " અમે કોઇ જાતનો અન્યાય કર્યો નથી. પોલિસે અમને અહિં આણ્યા છે. અમે જામીન આપવા નથી ઇચ્છતા. તમારે જે કરવું હોય, તે કરી શકો છો. "

લાહિડી સાહેબ મારી તરફ આંગળી ચિંધી કહે, Who is that boy ? ( પેલો છોકરો કોણ ? )

પછી મારો પરિચય મળ્યો એટલે મને પણ નામ દઇ બોલાવીને સહી કરીને ચાલ્યા જવા આગ્રહ કર્યો. કહેવાની શી જરૂર, કે તેનો આગ્રહ મેં " દિલગીરીપૂર્વક " નાકબૂલ કર્યો ?

એટલામાં કંઇક સગાંવહાલાં આપ્તજન અમારે સારૂ ખાવાની સામગ્રી લઇ ચોકીએ આવી લાગ્યાં. બહાર આગેવાનો ખળભળી ઉઠેલી જનતાને શાંત પાડવાની મહેનત કરી રહ્યા હતા. શ્રી સત્યેન્દ્ર મિત્રે છાપાંઓ સારૂ કંઇક સન્દેશો લખી આપવા માને આજીજી કરી, એટલે માએ થોડુંક લખી આપ્યું. મને પણ કહ્યું, એટલે બન્દા પણ તક જવાજ કેમ દે ? બીજા આગેવાનો લાંબી લાંબી વાતો કરે, તો મારે ટુંકું ને ટચ પણ કંઇક કહેવું તો ખરૂં ? મહેતાજીની પેઠે આપણે તો નિશાળીયાઓને હાકલ મારી ત્રણ લીટીમાંઃ—

Come out and enlist in thousands as volunteers. Swaraj is within sight. I wish your life may be hallowed by taking part in this righteous fight for your great motherland's freedom.

વિદ્યાર્થીઓ, કોલેજ છોડી દો અને હજારોની સંખ્યામાં સ્વયંસેવક બનો. સ્વરાજ હવે છેટું નથી. ઇચ્છું છું કે સ્વદેશમૈયાને સ્વતંત્ર કરવાના આ ધર્મયુદ્ધમાં જોડાઇ તમે તમારૂં જીવ્યું પાવન કરશો.

રાતે આઠેક વાગ્યાને શુમારે દેવીઓને એક ઘોડાગાડીમાં બેસાડીને લઇ ગયા. અમને સાઠ સીત્તેર મરદોને Prisoners' van બંદીવાનગાડીમાં બેસાડી—ગડબી—લાલબજાર રવાના કર્યા. ગિરદી તો કહે, મારૂં કામ. અરે, રસ્તે જતાં જતાં પણ બેચાર જણને

વળી અંદર દાખલ કર્યા. લાલબજાર પહોંચ્યા બાદ ઉપર અને નીચે મળી બે કોટડીઓમાં ૭૨ નરવીરોને ગોંધી દીધા. કટ્ટા શિયાળામાં બોત્તેરને ઓઢવાને દશેક કામળા આપીને સરકારે ઉપકાર કીધો. બંધિયાર વિનાના પાયખાનાની પુષ્પપરિમલથી બહેકતા ઓરડામાં ગાતાં નાચતાં અને ધાંધલ મચાવતાં રાત વીતાડી તો ખરી જ. ૧૫ થી માંડી ૫૦ વરસ સુધીની જાતજાતની તમામ ઉમ્મરવાળા હિન્દુ, મુસલ્માન, શીખ વગેરે તરેહ તરેહના પ્રાણીઓ અમારામાં હતા. રાતે મુઠ્ઠી મુઠ્ઠી ધાણીચણા ખાવા આપેલા. ચોકીના દાક્તર, કારકૂન, જમાદાર વગેરેએ સરભરા તો મઝાની કરી, એમાં શક નહિ— અમને ઝાઝી અગવડ પડવા દીધી નહિ. અરે, પહેરેગીરમાંથી એક બે જણ તો અમારા ગાણાંની સાથે તાલ પૂરી નાચવામાં પણ શામેલ હતા. એ અમારા બૂમબરાડાથી સારજન્ટ સાહેબની ઉંઘમાં ખલેલ થતી, એટલે વચ્ચે વચ્ચે આવીને તેઓ સાહેબ સરસ્વતી સંભળાવી જતા. હસી હસીને બત્રાંનું પેટ પણ દુખ્યું. આગલી રાતે બોમ્બલ (ચિત્તરંજન) ને તો ઝપાટા ને તમાચાનો સ્વાદ ચાખવો પડેલો— ત્યારે કહો, અમારૂં નસીબ પૂનેમના ચાંદ જેવું ચળકતું ખરૂંને?





# ગિરફ્તારી પછી

રાતરાણી વિદાય લઈ લે તે પહેલાંજ અંધકારદેવનો આશરો લઈ સઘળાએ પડદા વિનાના પાયખાના પ્રત્યેની પોતાની ફરજ અદા કરી લીધી. હાથ મ્હોં ધોવાને સારૂ પહેરેગીરે દરવાજા આગળ ઉભા રહીને ઘડા વતી પાણી આપ્યું; અમે ખોબો ભરી ભરી લઇને તેનો ઉપયોગ કીધો. તે પછી એક ભારે સુન્દર કામ અમને ટીખળ બહાદુરોને જડી આવ્યું. દિવાલ પર હમણાંજ રંગ મારેલો હતો–હજુ લીલોજ હતો. એટલે એ કાચો રંગ આંગળીએ લઇ ધોળી જગાએ અમે અમારી બહાદુરી જણાવી. “સ્વરાજ આશ્રમ–લાલ બજાર” “૨૪ મીએ હડતાળ છે.” એવાં કંઈ કંઇ તરેહના ઉર્દૂ બંગાળી, હિન્દી, ઠેઠ ગુરૂમુખી સુદ્ધાં એવી ભાષાઓમાં કંઈ એટલી તો ચીતરામણો કરી કે જેનો પાર નહિ. આગલે દિવસે રાતે, અમારાં

નામઠામ લખ્યાં ત્યારે અમારાં ગજવાઓમાંની દોલત તો સરકારે જપ્ત કરી લીધી હતી. છતાં આજે સ્હવારે કોણ જાણે કયે રસ્તે એક છાપું આવીને પડ્યું ! ઓહોહો ! મોતીલાલ પંડિત પકડાયા ! એ છાપાની તંત્રીનોંધમાં લખ્યું હતું કેઃ—

શ્રીમતી વાસંતિદેવી (દાસબાબુનાં પત્ની), ઉર્મિલાદેવી, સુનીતિ દેવી, અને શ્રીયુત હેમન્તકુમાર સરકાર ગઈ કાલે સરકારના મહેમાન બન્યા છે, એવી અમને ખબર મળી છે.

અને તંત્રી મહાશયે તંત્રીનોંધનું કોલમ તદ્દન ખાલી રાખ્યું હતું !—માત્ર આટલી વિગતજ આપી હતી—બાકી બધું કોરૂં મૂક્યું હતું ! પોતાના કંઈજ વિચારો જણાવ્યા નહતા. અને એક પાના પર ખૂબ મોટા અક્ષરે ગઇ કાલના બનાવો અને નારીમંડળની ધરપકડની વાતો વિગતસર જણાવી હતી.

સ્હવારે ખાવાનામાં તો ગરમાગરમ જલેબી ! યા, અલ્લા ! મોજથી ભાગ પાડી ખાવા બેઠા, એટલામાં તો ધાડ આવી ! ખબર મળી, કે માજીસ્ટ્રેટ સાહેબ આવ્યા છે—અમારે તરતજ જવું પડશે. ઝપાઝપ કોળીયા ભરવાનો હુકમ થયો. અને આવી કઢંગી વેળાએ અમને ખાવાનું આપવા સારૂ જમાદારને એક સાહેબ આવીને ખૂબ મીઠડી ભાષામાં પાંચપચીસ સરસ્વતી સંભળાવી ગયો !

આઠ વાગ્યાને શુમારે, બારી બારણાં બંધ કરી અમને માજી-સ્ટ્રેટ સાહેબ સન્મુખ લઈ ગયા. બન્ને બાજુ દંડાધારી સિપાઇઓ, વચગાળે ઠામઠામ પિસ્તોલવાળા સાહેબો પણ ખરાસ્તો. અદાલતગૃહમાં દાખલ થઇ ન્યાયાસન પર બિરાજેલી જે મૂર્તિને મેં જોઈ, તેનું મ્હોં સ્હવારે ભોગજોગે કોઇએ જોયું, તો તે દહાડો-બધી ભૂખે

મરે એવી મારી ખાતરી છે. અલબત્ત, જામીન આપવાની એકે એક જણાએ હાથ ધરીને ના પાડી. આવતાં પહેલાંજ કેવી રીતે વર્તન ચલાવવું તે અમે તો નક્કી કરીજ મૂક્યું હતું. માજીસ્ટ્રેટ સાહેબે ફરમાન છોડ્યું કે પરમ દિવસે સ્હવારે પ્રેસીડેન્સી જેલમાં તપાસ ચલાવી ન્યાય આપવામાં આવશે.

ચાલો, પાછા અંધારઘરના રાજા થવા—કોટડીમાં. ધીમે ધીમે દહાડો ચઢવા લાગ્યો—પ્રેસીડેન્સી જેલમાં ક્યારે લઇ જશે, તે કંઇ સમજાયું નહિ. વખત ગાળવા સારૂ પાછાં મસ્તી તોફાન શરૂ કર્યાં. લાલબજારના ભંગી મ્હારણીયાઓને ૨૪ મી ડીસેં૦ને દિવસે હડતાળ પાડવા માટે સ્વરાજ સરકાર તરફથી અમે ફરમાન છોડ્યાં—ઉપદેશ આપ્યો. આખરે ઘડિયાળમાં બે સવા બે પર કાંટો આવ્યો હશે, ત્યારે એક પાંજરા જેવી, તારના ગોળ ઘેરાવાવાળી લારી (lorry) આવી. રસ્તાની બે બાજુએ ભેળા થતા લોકોને ૨૪ મી તારીખે હડતાળ પાડવા સંબંધી તાકીદ આપતા આપતા અમે પ્રેસીડેન્સી જેલમાં આવીને ઠલવાયા. બબ્બેની હાર કરી અંદર લઇ જઈ મુકામ આપવામાં આવ્યો—આપણને પણ મળ્યો. પણ થોડીક વેળા બાદ એક જેલરે આવી મને ખંખોળ્યો. કહ્યું " Hallo, you are here? Do you want to stay with young Das ? " (ઓહો, તમે અહિં છો? ચિરરંજન દાસ પાસે રહેવાની ઇચ્છા છે?)

આપણે પણ ફેંક્યું- I have no option, if you allow, I will certainly prefer it. (મારી મરજી પર થોડોજ કંઇ આધાર છે ? તમે તેવી વ્યવસ્થા કરો, તો મારે મન તો સોનાથી પીળું.)

થયું. મને જૂદો પાડી બોમ્બલ પાસે લઇ જવામાં આવ્યો. બીજાઓને બીજી બાજુએ લઈ ગયા.

ત્રણેક વાગે ન્હાઇ ધોઇને ખાવા બેઠો—પણ એટલામાં મારી મુલાકાત માટે ઘેરથી આપ્તજનો આવતાં, ખાવું છોડી તેમને મળવા ગયો. દેવીઓને રાત્રેજ પ્રેસીડેન્સી જેલમાં આણી સ્ત્રીવિભાગમાં રાખ્યાં હતાં. અને પછી તો ગવંડર સાહેબે કાઉન્સીલ બોલાવી, મસલત કરી રતોવઇ તેમને છોડી મૂકયાં હતાં. વાત એમ મળી, કે વળી બીજે દિવસે તેઓ સ્વયંસેવિકા તરીકે પાછાં બહાર પડયાં હતાં. બીજું એમ પણ જાણ્યું કે મહિલાગણ પકડાયા બાદ કોલે-જના અસંખ્ય વિદ્યાર્થીઓ બહાર પડયા છે, એટલુંજ નહિ, પણ શીખ સ્ત્રીવર્ગ પણ સ્વયંસેવકોમાં જોડાયો છે.

એક ધોતિયું અને સાદું પહેરણ પહેરીનેજ હું બંદીવાન બનેલો—એટલે ઘેરથી થોડાંક વાધાવસ્તર મોકલવા આપણે વરદી આપી. મુલાકાત વખતે હું અંદરથી ખૂરશી પર બેઠેલો હતો. અને વચ્ચે લોખંડી તારની જાળી હતી.—આવી રીતે વાતચીત કર્યા બાદ કોટડી તરફ પાછો ફર્યો. ખાણીપીણી પૂરી થતાં સાડાપાંચને શુમારે કોટડી બંધ કરી વાર્ડર સાહેબ ચાલ્યા ગયા.

એક હાથ પહોળો લોખંડી ખાટલો; તાડછાની ગાદી; એક તાડછાનું કર્યું ઓશિકું અને એક કામળો પાથર્યો–એમ કરી મોજથી આપણે લાંબા પડયા—ઉંઘવાનેસ્તો. અને જ્યાં સુધી ઉંઘ ન આવી ત્યાં સુધી ખાસ્સા બેંસાસૂરી અવાજે જોડેની કોટડીમાં બિરાજમાન શ્રી બોમ્બલ સાથે મોજથી વાતો કર્યા કરી. જે કોટડીમાં રહેવાનું સદ્‌ભાગ્ય મને મળેલું તેનો ઘણું કરી સુરેન્દ્રનાથ બંદોપાધ્યાયે પણ

સવાદ ચાખેલો. અને જીતેન્દ્રલાલ બંદોપાધ્યાય તો મારા આવતાં પહેલાં તુરતજ એને પાવન કરી ગયા હતા.



*

## * તપાસને દિવસે *

*

સરકાર બહાદુર તરફથી ફરમાન આવી ગયું, કે–અમારી તપાસ જેલમાંજ ચાલશે; જે એક કોઇ ખાસ પ્રભાવશાળી આગેવાનો (પાપડી ભેગી ઘેળ બફાય તેમ) અમારામાં આવી ગયા હતા; તેમની તપાસ ખુલ્લી અદાલતે ચાલે, તો કાયદો અને વ્યવસ્થામાં ખલેલ પહોંચવાનો સંભવ હતો. મને અને ભોમ્બલને આ વાત સાંભળી ધરતી પગ તળેથી સરી જતી લાગી; કારણ એ ઉર્જંડ ગામમાં એરંડિયા રૂપે અમારી જોડલીજ ગણાઇ હતી એમાં કંઇ શક નથી. સૂરજ જ્યાં આથમતો નથી એવી મહાન બ્રિટીશ સલ્તનત અમને દૂરથીજ જોઇને થરથર ધ્રૂજે છે, એવું જોઇ આપણે તો હરખભેર કોઇ પણ જાતની સજા ખમી લેવાને કમર કસી.

પહેલાં તો બોમ્બલની તપાસ અદાલતમાં ચાલશે, એમ વાત આવી હતી. પણ હવે તો તેની પણ જેલમાંજ ખબર લેવામાં આવી અને અમારા પહેલાં તેને ચાકે ચઢાવવામાં આવ્યો. અને સજાનું તો——બે વરસ, વરસ, છ મહિના, ગમે તે દંડ; જેમ ધૂન ફરે તેમ તેમ જડજ સાહેબ (**क्षणे क्षणे यन्नवतामुपैति**) Variety is charming—એ સિદ્ધાંત મુજબ વર્તતા સજાઓ ઠોકચા ગયા. બોમ્બલને છ મહિનાની સખત કેદ અને સો રૂપિયાનો દંડ; અને દંડ ન આપે તો છ અઠવાડિયા વધુ સજા એમ જજ-મેન્ટ મળ્યું.

તે પછી અમને લોકોને બૂમ પડી. કોર્ટઇન્સ્પેકટર બાબુએ મને આદરમાન સાથે બેસવાને ખૂરશી આપી. બેરિસ્ટર શ્રી એસ. એન. હાલદાર નોંધ લેવા સારૂ હાજર હતા. પહેલાં તો માજીસ્ટ્રેટે ના કહી, પણ પછી તપાસ ખુલ્લી ચાલે છે કે નહિ એમ પૂછતાં વળી હકારવાચક ડોકું ધૂણાવ્યું. શ્રી હેમેન્દ્રનાથ દાસગુપ્ત વિગેરે મહાસભાના એક બે માણસો પણ હાજર હતા.

બાઇબલ હાથમાં ઝાલીને સારજન્ટો સાવ જૂઠી જુબાની આપી ગયા. એક સ્વયંસેવકને પકડનારા બે સારજન્ટો આવી "અમે પકડેલો માણસ એજ" એમ પિછાન આપી ગયા. મને લાગે છે કે બે જણાએ અકેક હાથ ઝાલીનેજ પકડચો હશે—એટલે ભાગીદારી ચાલૂ રાખેલી.

એક પછી એક સ્વયંસેવકની જુબાની લેવાતાં નાના પ્રકારના ચિત્રવિચિત્ર રસીલા જવાબો અપાવા લાગ્યા.

એકે કહ્યું "I don't like to be tried by a slave

like you" (તમારા જેવા ગુલામને હાથે મારી તપાસ ચાલે એવી ઇચ્છા નથી.)

બીજા એક ટીખળીએ કહ્યું, I refuse to answer the servant of a satanic government (તમારા જેવા શયતાની સરકારના નોકરના સવાલોનો કોણ જવાબ આપે?

ત્રીજો વળી એથીયે બહાદુર. તે કહે, "If you ask me whether I am a volunteer, I will say I am what you choose to call a Gandhi goonda (હું સ્વયંસેવક છું કે નહિ તે પૂછશો તો તો કહું, કે બાવા, હું તો તમારો ગાંધીગુંડો છું ગાંધીગુંડો!)

મને પૂછતાં મેં જણાવ્યું કે "I am simply gaping with wonder at the truth spoken by these Christian gentlemen after kissing the Bible...... As I consider myself a free Indian I deny the jurisdiction of this court set up by the British falsely in the name of law and order. I hope to be released when the prison gate will be opened by the first president of the Indian Republic and that's on the 31 rst of December."

"આ, ખ્રિસ્તી ધર્મ પાળવાનો દાવો કરનારા સારજન્ટ સાહેબો બાઇબલને અડીને જે અણમોલું સત્ય ઉચ્ચારી ગયા તેની સામું અજાયબીથી મ્હોં વકાસીનેજ હું તો નિહાળી રહ્યો છું. હું તો પોતાને સ્વતંત્ર હિન્દીવાન લેખતો હોવાથી કાયદો અને વ્યવસ્થાને નામે

બ્રિટીશોએ આ અદાલત રૂપી જે ઢોંગ માંડેલો છે, તેની સત્તા સ્વીકારતો નથી. તા. ૩૧મી ડીસેમ્બરને દિવસે સ્વતંત્ર ભારતીય પ્રજાસત્તાકના પહેલા પ્રમુખને હાથે મારી જેલનાં બારણાં ખોલાશે; ત્યારે હું છૂટો થઇશ એવી મને આશા છે."

ચાલો, સજા થઈ. અમારે બોત્તેર જણાએ છ મહિના સરકાર બહાદૂરને ત્યાં ધામો નાંખવો એમ ઠર્યું. અલબત્ત સરકાર મફત ખવડાવે એવી કાચી નહોતી; એટલે અમને સજા તો સખતજ કરી. ફક્ત એકજ જણનો બાપ આવી સરકારને આજીજી કરી, નાકલીંટી તાણી પોતાના ચિરંજીવને છોડાવી લઈ ગયો. એ સ્વરાજવીરે લાલબજારની ચોકીમાં રાત્રે ખૂબ તોફાનટીખળ અને કૂદાકૂદ કર્યાં હતાં. તે વેળાએજ અમારા મનમાં દગદગો થયો હતો, કે આટલો બધો ઉત્સાહનો ઉભરો આવ્યો છે, તે શમી તો નહિ જાય ??

ઠીક. સજાનો હુકમ થતાંજ એકસૂરે અદાલત ગાજી ઉઠી: –ગાંધી મહારાજકી જય–સ્વરાજકી જય–વિગેરે. એટલો શોર બકોર ઝામ્યો કે માજીસ્ટ્રેટે ભયઘંટ ( Alarm ) પણ વગાડ્યો. તોપે વાણીયામૂછ નીચી કરી, સ્વયંસેવકોને ઘાંટાશોર કરતા અટકાવવા અમારી–આગવાનોની–દાઢીમાં તો હાથ ઘાલવોજ પડ્યો. અદાલત તેમજ જેલના બધા અફસરો—અમલદારો અમારી સાથે સુન્દર રીતે વર્તતા, એની તો ના નહિજ કહેવાય. ઇન્સ્પેક્ટર બાબુએ મારી સાથે ( શેકહેન્ડ કરી ) હાથ હલાવી માફી ઇચ્છી. ગોઝારી નોકરી પેટે આ બધું પાપ કરવું પડ્યું છે એમ કહી દિલગીરી જાહેર કરી. એ ગોઝારી નોકરી છોડી દેવા મેં તેને ઉપદેશ આપ્યો—એ ઘૃણિત ગુલામી મનોદશાને લીધે તો આપણા આ હાલ છે.

દસમી ડીસેમ્બરને દિવસે, કામકાજ થઇ રહ્યા બાદ સૂતો હતો; એટલામાં જોઉં છું, તો દેશબન્ધુ ચિત્તરંજન દાસ, મૌલાના અબ્દુલ કલામ આઝાદ, વીરેન્દ્રનાથ શસમલ, પદ્મરાજ જૈની, ભોળાનાથ બર્મન, વિગેરેની પધરામણી થઈ—ગિરફતાર થઇને તેઓ આવ્યા. અને વળી બીજા એક વાર્ડમાં મૌલાના અકરામખાન, શ્રી સુભાષ-ચન્દ્ર વિગેરે પણ અમારા ટોળામાં જોડાયા છે એવા સમાચાર મળ્યા. તેમના વાર્ડમાં થોડાક ચીનાઓ પણ હતા. મેં સાંભળ્યું કે ખાંસાહેબને પોતાના સાથીદાર બન્યા જોઇ તેમણે કુતૂહળથી પૂછેલું, Opium, opium ? Cocaine, cocaine ? ( અફીણ ચોરીને આવ્યા કે કોકેન ? ) ખાંસાહેબે બે વાર ડોકું ધૂણાવ્યું, એટલે સાન આવી હશે, તે સવાલ કર્યો, " Gandi, Gandi ? " ગાંધી, ગાંધી ? એટલે ખાંસાહેબે હા કહી. અફીણ કે કોકેન ચોરવા સિવાય બીજા કોઈ કારણે જેલ જવાય છે કે કેમ તેનું બાપડા ચીનાઓને શું ભાન ? સુતારનું ચિત્ત ક્યાં ?.........બાવળિયેજ ?

પ્રેસીડેન્સી જેલનો યૂરોપિયન વિભાગ કંઇ જેવો તેવો ન ગણાય—ઉપર નવ કોટડી અને નીચે પાંચ. રસોડું અને ન્હાવા ધોવાની ઓરડી વાર્ડની અંદરજ. સામે આસપાસ કઠેરાવાળી એક ખુલ્લી જગા પણ હતી. તેમાં એક હરણનું જોડલું પણ કૂદાકૂદ કરતું. અને આપણા નાનકડા દાસ, ઉરફે ભોમ્બલ તો કવિરાજ ! એટલે તેને તો હરણાં જોઇને કવિતા કરવાનું ઉગી આવ્યું—તરતજ,

> છીનૂ મેરા સુલોચને ગોદાવરી તીરે
> હરિણ હરિણી યથા ઉચ્ચ વૃક્ષ ચૂડે વિગેરે.

બાઇકેલે હરણહરણીને કંઇ કબૂતરોને બાજે—વૃક્ષને શિખરે

ઉંચે નહોતાં બેસાડ્યાં, એ ખ્યાલ કવિત્વની લહરીમાં ભાઇશ્રીને જરાયે ન આવ્યો !

પ્રેસીડેન્સી જેલનો સુપ. કરનલ હેમિલ્ટન બહુ ભલો હતો. રોજ સ્હવારે દાક્તરબાબુને સાથે લઈ અમને મળવા આવતો. નામદાર વાર્ડર સાહેબના હુકમ મુજબ બિછાનું વીંટાળી દઇ દરવાજા પાસે ઉભા રહી બડાસાહેબની આગતા સ્વાગતા કરવી પડતી. પહેલવહેલા તો દાકતરબાબુજ અમને નમસ્કાર કરતા—તેઓ પણ પરમેશ્વરનું માણસ હતા. સુપ૦ ને અમે Good morning કહી આવકાર દેતા. તે પણ અમારી સાથે રીતસર ખાટીમીઠી વાતો કરતો. બીજાઓના પેટમાં આથી દુઃખતું એ વાત સાચી; પણ તેઓ અમારી સાથે ઝાઝી ગડબડ સડબડ કરી શકતા—કે કરતા નહિ.

વાર્ડર બ્રીગ્સ સાહેબ પહેલાં લશ્કરમાં હતા. પેન્શન લઇને પાંજરાપોળમાં—જેલમાં કામે વળગી ગયા. ખૂબીની વાત તો એ, કે કેદીઓ કરતાં તેને કંઇ વધારે સુખ કે સ્વતંત્રતા હતાં એમ લાગતું નહિ. બિચારો લશ્કરી બૂટ ઠોકી ઠોકી બધાને બ્હીવડાવવા ફોકટ યત્ન કરતો. રિપોર્ટ—હેવાલ લખતાં કલમ ભાંગી નાંખતો. પોતાની દેખરેખ તળેના કેદી કે ચોકીદારો પર સક્તી બજાવવાનો તેનો સ્વભાવ હતો.

એક દિવસ સુપ૦ આવેલા; તે આવે છે એવી ખબર ન આપવા માટે એક કેદી-અફસર (લાંબા વખતના કેદીઓને પાછળથી જેલનું અમલદારી કામકાજ સોંપાય છે.) ને તેણે ખૂબ તરેહથી ધમકાવ્યો, ત્યારે મને ખબર પડી, કે હિન્દુસ્તાનની ભાષાની તમામ ચિત્રવિચિત્ર ગાળો દેવામાં બ્રિગ્સ સાહેબ અનુભવે સો ટકા

કુશળ બન્યા છે. છતાં તેવે અમને તો કહેતા, "તમારે ફાવે તેમ વર્તો—કૂદો, નાચો, પણ મારી નોકરી ન જાય, એટલું માત્ર સંભાળી લેજો." બાપડાને આંખે બરાબર નહોતું દેખાતું, એટલે કેદીઓ તેની પાછળ ઉભા રહી જીભ બહાર કાઢતા અને જાતજાતના ચાળા કરતા. નાયબ જેલર વિગેરે બધા અમને તો સારી પેઠે મદદ કરતા.

હવે કેદીઓની વાત કરૂં.

પ્રેસીડેન્સી જેલનાં પંખીડાંઓ અમને પરમેશ્વરની માફકજ પૂજતા—અમારા ઉપર ખૂબ ભક્તિભાવ રાખતા. રસોઇ કે જલભરિયાનું કામ જેઓ કરતા તેમનો પ્રેમ જોઈ તો અમે સ્તબ્ધજ થઇ જતા. દરેક રીતે અમારી સરભરા કરતાં પણ તેમને સંતોષ થતો નહિ—હજુ પણ જાણે શુંનું શું કરી નાંખીએ, એમ થયાં કરતું.

જેલના પાણીના સંચાઓમાં કામ કરવા જે કેદીઓ આવતા, તે દૂરથીજ ઇશારો કરી પૂછતા, કે કેમ સિગારેટ બિગારેટ પીશો?

સાંભળ્યું છે કે આ ખાતાંમાં (પાણીના સંચાના વિભાગમાં) ગુપ્ત રીતે હજારો રૂપિયાની આપલે થાય છે. જે પ્રમાણે સરકાર જેલને એક જાતના વેપાર માટે નિભાવે છે, તે પ્રમાણે અંદરના અમલદારો અને કેદીઓ પણ અંદર જાતજાતના વેપાર (!) માંડે છે, અને નિભાવે છે! મેં સાંભળ્યું, કે એક રૂપિયો આપવાથી સિપાઇ દ્વારા આઠ આનાની કિમ્મતની વસ્તુ તો જરૂર મળીજ શકે છે. મજૂરીવાળા કેદીઓ સારૂં નરસું—સહેલું કામ મેળવવા માટે લાંચ આપે છે. રહેવાને માટે સોઇદાર જગા મેળવવાને માટે ભાડું આપે તે સગવડ પણ પ્રાપ્ત થાય છે. અને ખાવાનું પણ લક્ષ્મીદેવીના ચળકાટ વડે સ્વાદિષ્ઠ મેળવી શકાય છે. જેલના ભીતરમાં માણસાઇ

નષ્ટ કરનારી બીજી શી શી પ્રવૃત્તિઓ ચાલૂ રહે છે, તેનું વર્ણન આગળ ક્રમાનુસારે આવવાનુંજ છે.

અહો! તેજ આ પ્રેસીડેન્સી જેલ, જેમાં બોમ્બ કેસ વેળા શ્રી અરવિન્દ, બારીન્દ્ર, ઉલ્લાસકર, ઉપેન્દ્ર વિગેરેએ વાસો કર્યો હતો!

આજ સ્થળે નરેન્દ્ર ગોસ્વામીને ઠાર મારવામાં આવ્યો હતો!

આ ઠેકાણેજ પેલા બે દૃઢતાની મૂર્તિ કાનાઈ અને સત્યેન્દ્રે હસતે વદને ફાંસી સ્વીકારી હતી.

કાનાઇલાલની વાત યાદ આવતાં રોમાંચ ખડાં થઈ રહે છે. ફાંસીને દિવસે સ્હવારે ગંભીર, નિદ્રામગ્ન કાનાઇને જેલર આણે છે. મલકાતે મુખડે, નીડરતાથી એ સ્વદેશવીર માંચડા પર ચઢી માત્ર છેલવહેલી મજાક કરી લે છે, "અલ્યા દોરડું જરા સરાવી લે, મારી દાઢીને લાગે છે!" મૃત્યુને એ પ્રમાણે વરમાળ આરોપવાનું કામ, એ યુગના બંગાળાની સાધનાની પ્રત્યક્ષ મૂર્તિ સમા કાનાઇલાલજ કરી શકે. એ નરદેવને મારા કોટી કોટી પ્રણામ હો!*

તેણે જ્યાં લીલા વિસ્તારી તે પૂનિત યાત્રાસ્થળે આવીને પાવન થવું, એ મારૂંયે સદ્ભાગ્યજ તો!



*શ્રી કાનાઇલાલ વિષે વધુ જાણવા માટે બોમ્બયુગનું બંગાળા વાંચવું.

*

# * અલિપૂર *

## * જેલ *

તા૦ ૧૧મી ડીસે.ને દિવસે એક ટેક્ષીમાં બેસાડી મને અને બોમ્બલને પ્રેસીડેન્સી જેલમાંથી અલિપૂર જેલમાં ખસેડી લઇ ગયા.

તે દિવસે રવિવાર હતો, એટલે જેલર સાહેબ આકાશમાંના બાપને સંભારવા સારૂ રીઝર્વ કરી મૂકેલી મિનિટોનો સદુપયોગ કરવા ગયા હતા. અમારે ઘણો વખત બેસી રહેવું પડયું. રાજદ્વારી કેદીઓનો કબજો લેવા માટે ગ્રાન્ટ નામના વાર્ડરની નીમણુંક થઇ હતી. અમે પહોંચ્યા, એટલે તે બાબતની ખબર તેને પહોંચાડી. તે નામવર પણ કુદરતને જવાબ દેવા પધાર્યા હતા, તે કંઇ કલાકેક ત્યાં ગાળીને પછીજ આવ્યા. ગ્રાન્ટ, ને બોમ્બલ તો કંઇ સાથે

ભણેલા ગોડીઆ નીકળ્યા—અાંટે તો તરતજ ભાઇસાહેબને ઓળખ્યા; પણ ભાઇ સાહેબને કંઇ યાદ આવ્યું નહિ. છેવટે પૂરી ઓળખ આપી, ત્યારે ધ્યાનમાં ઉતર્યું ખરૂ !

જેલની ઓફિસમાં છોટા દાક્તર બાબુ બેઠેલા હતા. હું લાલ બજાર હતો ત્યારેજ મેં એમની નામના સાંભળી હતી. બીડલ નામે એક વાર્ડર આવીને કહે, "ઓળખ્યા, આ દાક્તર સાહેબને? પેલા યાદગેપ સાક્ષી! The man without memory!" ટૂંક મરડર કેસમાં શ્રી સી. આર. દાસ પૂછી પૂછીને મરી ગયા પણ જવાબ એનો એકજ, I don't remember! મને યાદ નથી!

ચીફ વાર્ડર આર્થર રાયાને આવી કહ્યું, કે હું જાતે આયરીશ છું. તમારે પેટે ટાઢક રાખવી.

પછી જેલર વિલિયમ રાયાન આવ્યા એટલે આર્થરે તેની સાથે અમારી પિછાન કરાવી. તે ભાઇ સી. આર દાસ પકડાયા જાણી પન્દર મિનિટ સુધી તો ભારે વિચારમાંજ પડી ગયા. પછી ઝબકીને જાગ્યા, અને કહે, તમારે જેલમાં આવવું પડયું, તે ખાતે હું બહુ દિલગીર છું.

એ વેળાથીજ રાયાન સાહેબની સહૃદયતાની અમારા પર છાપ પડવા લાગી.

આવું બધું જોઈ, આપણા મનમાં તો થયું કે જેલમાં આવ્યા છીએ તે કંઇ જેલમાં તો નથીજ પડયા—બહારજ છીએ.

મોટા દાક્તરે આવી અમને તોળ્યા અને માપ્યા. વજન ૧૫૮ રતલ અને માપ પાા ફૂટ. મેં ઠરાવ કર્યો કે ગમે તે ભોગે દર અઠવાડિયે એક રતલ વધવુંજ વધવું—અને મારો એ ઠરાવ કંઇ

છેક નકામો તો નહોતોજ ગયો, એટલું ખસૂસ યાદ રાખજો.

ચાલો, હવે ઓફિસમાંથીજ જેલનો પોશાક પહેરવાનું આવ્યું. મેં બહુ કહ્યું, કે અંદર જઇ કપડાં બદલીશ, પણ કંઈ માન્યું નહિ. જેલમાં દાખલ થતાંજ લાજ શરમ, ઘૃણા, બીક બધાં દરવાજા બહાર પોટલું બાંધીનેજ મૂકી જવાં પડે છે!

અમને "યૂરોપિયન પ્રિઝનર" ગોરા કેદી—શ્રેણે ગણવામાં આવ્યાં. જેલકોડમાં લખ્યું છે કે જેઓ સાધારણ કેદીઓ કરતાં સારૂં ખાવા પહેરવાના અભ્યાસવાળા હોય, તેઓને જેલના અમલદારો પોતાને ઠીક લાગે તો યૂરોપિયન વર્ગમાં દાખલ કરી શકે છે. ચીના, સીદી, ફિરંગી વગેરે સઘળા જેલમાં યૂરોપિયન ગણાય છે—ફક્ત કમનસીબ ભારતપુત્રો—સજ્જનો પણ ઘણુંખરૂં એ સગવડ ભોગવવા નથી પામતા.

યૂરોપિયન વર્ગમાં મૂકાવાથી ખાવા પહેરવાની અને કામકાજની બહુ સગવડો મળે છે. ગોરા દેવોનો—ગોરા રંગનો—ગોરા નામનો આટલો મહિમા છે!

ટૂંકો જાંઘીઓ, કુડતું અને ટોપી લઈ આપણે જેલના ભીતરમાં દાખલ થયા. એક નાનકડા વાડમાં અમને બેને જાનીવાસો આપ્યો. પછી સાંભળ્યું (હત, તારીની) કે એ વાડનું નામ તો Female Ward સ્ત્રી-વિભાગ હતું. એને માટે જે બંગાળી શબ્દ જેલમાં વપરાય છે, તે એટલો બધો ઘૃણાપાત્ર છે કે મને અહિં લખતાં પણ શરમ લાગે છે—ન બોલ્યામાંજ નવગુણ!

એ વિભાગમાં બે કોટડી હતી. એક ઓરડો અન્દરથી પણ હતો. કુલ છ જણને રહેવાની સોઇ હતી. હું ઓફિસમાં બેઠો હતો

તેજ વેળા કેટલાંક સ્રીકેદીઓને સ્થાનફેર કરાવતા હતા એમ જોયું હતું. તેમને ખસેડીને અમારે માટે જગા ખાલી પાડવામાં આવી હતી.



*

# * દશ દિવસ *
# ની
# * એકાન્ત કેદ *

*

આપણી તો મરજી હતી, કે શ્રી યતીન્દ્રમોહન સેનગુપ્ત, જીતેન્દ્રલાલ બન્દોપાધ્યાય વિગેરેની સાથે જો આપણને રાખે, તો ઠીક મોજ આવે. પણ આટઆટલી ખાલી જગા હોવા છતાં સ્રી વિભાગમાંજ ક્યા સિતારાની અવગતિથી મને સ્થાન મળ્યું એ કાંઇ સમજાયું નહિ. બૈરાંની સાથે પકડાયો હતો, તેથી તો એમ નહિ થયું હોય, એમ પણ વિચાર આવ્યો. પણ હત્તારી! એમને તો છોડી મૂક્યા, અને મને માત્ર બૈરાંઓની કોટડીમાં ગોંધાઇ રહેવાનું ઇનામ

મળ્યું ! હં, પણ પાછળથી ખબર પડી, કે બોમ્બલને લીધે આ આફતનો ડુંગર સેવક પર તૂટી પડયો હતો ! લાલબજારમાં એને ગોરા નામદારોએ મેથીપાક જમાડયો હતો.—સરકારે તેથી ફરમાન છોડયું, કે ખબરદાર ! કોઈ એના શરીર પરના ડાઘ-સોળ જોઇ જાય તો !—એને છેક એકાન્તમાં રાખજો. મેં તો કંઇ મેથીપાક આરોગ્યો નહોતો—પણ Young Das દાસના ચિરંજીવી સાથે રહેવાનો લાડવો ખાવા ગયો, તેનો બદલો મળ્યો.

ચોમેર બંધ—માણસના દર્શનની તો વાતજ કેવી ? ફક્ત જ્યારે ખાવાનું આપવા માટે કે તાળું દેવા સારૂ કોઇ દયામય મૂર્તિ દેખાવ દેતી ત્યારેજ એ Image of God પ્રભુની પ્રતિમાનાં દર્શન થતાં. હં, દરવાજામાં ચાવી ફેરવવા સારૂ એક નાનકડું બાકોરૂં હતું ખરૂં, તેનાથી મારો બહારની દુનિયા સાથેનો સંબંધ જળવાઇ રહેતો.

દિવસે આસપાસ કઠેરાવાળા એક કુંડાળામાં આમતેમ ભટકયા કરતા, અથવા માટી પર કામળો પાથરી બન્ને જણા સૂતા સૂતા આકાશમાંના ચકલાં કબૂતર ગણતા. ત્રણ કામળા મળ્યા હતા. એક પાથરતા, અને બે ઓઢતા. અને વંધ્યાસંધ્યા લુગડાંનું કરતા ઓશિકું.

અમે ગણાયલા યૂરોપિઅન કેદી, એટલે તમામ યૂરોપી વૈભવનો અનુભવ મળતો જતો હતો. ઈશ્વરનો કેટલો આભાર ! વિલાયત નહિ જઈ આવેલો, એટલે લોકો મારી ઠેકડી બનાવતા, અને છટ્નોન્સન્સ કરતા—બસ, સરકારની કૃપા તે હવે યૂરોપના અનુભવમાં બાકી શું રહે ? યૂરોપી પોશાક, યૂરોપી ખાણું, યૂરોપી રસોઇઓ,—અને ઠેઠ, ઠંડી પણ યૂરોપનીજ ! એક તો ડીસેમ્બર મહિનો, અને તેમાં પણ વાદળાં થતાં હતાં, એટલે પછી પૂછ-

વું જ શું ? અમારી અંધારકોટડીમાંની શરદી તો યૂરોપની ટાઢથી પણ બે ડિગ્રી ચઢી જાય એવી બની.

સુપરિન્ટેન્ડન્ટ સાહેબને એકાદ વખારે કામળો મળે એમ છે કે કેમ, તે પૂછતાં તેઓશ્રી એકદમ દુઃખિત થઇ ગયા !—"દિલગીર છું કે જેલના કાયદા મુજબ આપી શકતો નથી;" પણ જ્યારે શરદીને લીધે જરા શરીર બગડ્યું ત્યારે બોચી સાહીને ગરમ લુગડાં આણી આપ્યાં.

અમારું ખાણું જાણવું છે ? જરા યૂરોપિયન " ડીશ " તો ચાખો—

સ્હવારે ઉઠતાંજ "છોટ હાજરી" સાદો નાસતો મળતો—એક પ્યાલું ચ્હા, અડધી પાઉંરોટી અને થોડું માખણ. ચ્હાને જોઇને થતું કે ગાયની કોઢમાંથી પેલી નામચીન પીળાપીળા પવિત્ર દવાજ (નામ ન બોલ્યામાં નવ ગુણ ! ) પ્યાલામાં ભરી આણી છે કે શું ? બહુ બહુ વિચાર કીધો, ( એટલો વિચાર ન્યૂટને પણ નહિ કર્યો હોય ! )પણ પેલું માખણ શામાંથી બનતું હતું એ ફોરમ્યુલા હજુ સુધી સમજાઇ નથી ! પણ પેટબાનું ફરમાન ઉથાપાય કેમ ? જીભ પરવાનગી આપે ત્યાં સુધી—ખવાય તેટલું ખાતા; બાકીનું ભંગીને આપતા.

હવે અગિયાર વાગે—

જાડા ચોખાનો ભાત, અડધાં રાંધ્યા અડધાં કાચાં બે ઈંડાં, થોડી દાળ, અને એક જાતના કોળાનું શાક આવતાં. રોજ એ રામ એના એજ. જરા ફેરફાર તો સ્વપ્ને પણ નહિ. કોળાંનું શાક કોઇ એવી તોફા સુગંધીવાળું આવતું કે તેની ચેપી સુગંધ ભાત

વિગેરે દરેકમાં મધમથી ઉડતી; એટલુંજ નહિ પણ ચોવીશે કલાક અમારા નાક પર ચોંટી રહેતી. દળને પાણીમાં ચઢાવવા અખતરો થતો ખરો, પણ તેના દાણા પર નજર પડે, એટલે એમ થતું કે તે આપણા સામું ખડખડ હસી દાંતીયા કાઢી ઠઠ્ઠા બનાવે છે!!! એ બધું છતાં બંદા તો આંખકાન મિંચી મોજથી ભાત ને ઈંડાની પેટમાં ટ્રાન્સફર કરી આપતા, પણ ભોમ્બલ જેનું નામ! એ કંઈ એમ ગાંજી જાય તેવી વ્યક્તિ ખરી કે?—ગમે તેમ પણ સિંહનું સંતાન! તે તો મારૂં છાંડેલું કોળાનું શાક બાક સુધ્ધાં શ્રી વૃકોદરાય નમઃ કરીને ઉડાવી જતો. એનું નામ તે જઠરાગ્નિ!

પછી સંધ્યાકાળે—

ખાસ્સું "ડીનર"—બે રોટલી, થોડુંક માંસ (તેમાં બટાકાને બદલે સૂરણ ભેળેલું) અને પેલાં અપૂર્વ રંગસુગંધયુક્ત ચહાદેવી તો ખરાંજ! માંસને તોડતાં તોડતાં દમડો નીકળી જતો. રોજ લાંબો ટુકડો લઇ સામસામા બેસી Tug of war (દોરડું ખેંચવાની રમત) રમતા.

એક દિવસ ફ્રારસ થયો. વાર્ડર સાહેબ બંધ કરી ચાલ્યા ગયા. કોઈ જણાય નહિ. પેટમાં કુરકુરીયાં બોલવા લાગ્યાં અને ભૂખના જોરથી નાડી પણ જાણે મહાભિનિષ્ક્રમણ (!) નો રસ્તો ન લેતી હોય તેમ લાગ્યું. આગલે દિવસે સાંજે સાડાચાર વાગે ખાધેલું અને આજે એક વાગ્યો તોયે કંઇ પેટપૂજાની સામગ્રી જણાય નહિ.

ગુરખા પહેરેગીરને કહ્યું, કે જેલર સાહેબને ખબર આપો કે અમે ભૂખ્યા છીએ. ઠરે પેટ તેણે જવાબ આપ્યો, કે આપની

સાથે વાત કરવાનો અમને હુકમ નથી. માર્યા ઠાર! હવે? છેવટે પહેરો બદલાયો ત્યારે ખબર મોકલી. જેલરે આવી બાગમાંથી વેંગણ લઇ ઘાણીમાંથી તેલ આણી બાર્ઈને મોકલાવી આપ્યું. સાથે કોઇના ભાણાંનો છાંડેલો સૂકોપાકો ભાત થોડો હતો. પણ એટલી મહેરબાની કંઈ ઓછી હતી? ધન છે, બાપુ, ધન છે!

સાંજે પેટપૂજા કર્યા બાદ સાડાપાંચ વાગે ઓરડી બંધ કરવામાં આવતી; અને અહા! મચ્છરોની લંઘારની લંઘાર અમારી ઉપર હૂમલો કરવા ચાલી આવતી. મારી ખાતરી છે કે પ્રત્યેક મચ્છરનું વજન કમતીમાં કમતી નવટાંક તો હતુંજ. સરકાર માબાપની જેલમાંજ અમારી ઘોર ન ખોદાય, એટલા સારૂ નાક બહાર રાખી ઉંઘતા. અને સ્હવારે ઉઠીને જોતા તો શરીરના પ્રમાણમાં નાકનું કદ કંઇ એવું તો વધી જતું—ફૂલી ફાલીને દડો થતું—કે જેનું નામ દડો! દિવસેયે ઉંઘતા—ઇશ્વરે રચેલો ક્રમ અને જીવનપ્રણાલી ઉલટાવી દેતા—ઉંધીચત્તી કરી નાંખતા. સ્હવારે ઠંડી કહે કે મારૂં કામ, એટલે નહાવાનું પણ સાંજે રાખ્યું હતું—અમને ગોરા કેદીઓને પૂછનાર કોણ?! જેલના કાયદા મુજબ સ્હવારથી દશ કલાક સુધીના ગાળામાં ત્રણ ત્રણ વાર ખાવાનું મળે અને તે પછી ચૌદ કલાકનો અપવાસ કરવો પડે! બે રોટી અને થોડુંક માંસજ ખાવા મળતું, એટલે ભૂખે પેટે મધરાતે જાગી ઉઠતા; અશ્રુભીને નયને ચોમેર ટાંપી રહેતા, અને એ શિયાળાની રાતે પાણી પીને બળ્યાઝળ્યા પેટોબાને ઉપદેશ આપતા, કે ધીરૂં પડ, બા, ધીરૂં પડ. કાલે સ્હવારે તારી મનોકામના સિદ્ધ થશે. સારે નસીબે ઉંઘવાની કળામાં અમે બને લંડનના એમ. ડી. હતા એટલે કંઇ બહુ દુઃખ ન પડયું. અમારૂં

ઉંઘની વેળાનું સુકોમળ (!) નાસિકા-સંગીત પહેરેગીરોની ઉંઘમાં ખલેલ કરતું, એ વાત ચોક્કસ. બોમ્બલના નાકની સિંહગર્જના તો મેં વારંવાર સાંભળી છે, પણ મારી પોતાની નથી સાંભળી, એટલે તેને વિષે ઝાઝો રિપોર્ટ આપવાની મારી શક્તિ નથી !

ક્રેડોક નામનો એક અંગ્રેજ કેદી અમારા બબરચીનું કામ કરતો. એ પહેલાં વિમાની ટુકડીમાં ( Flying corps ) અમલદાર હતો. ત્યાર બાદ કલકત્તાની વાર્ડ કમ્પનીમાં કામ કરતી વખતે ખોટો ચેક લખવાની બહાદુરી બતાવવા માટે એક વરસ મોસાળવાસો મળ્યો. આ ક્રેડોક અને છોટા દાક્તરબાબુ એ બેનાં મુખદર્શનનો અમારા નિત્યકર્મમાં સમાવેશ થતો.

આરસી તો હતી નહિ—મારૂં મ્હોં બોમ્બલ જુએ અને બોમ્બલનું હું જોઉં. પહેલો દિવસ તો આખોજ એક બીજાના ખલાસી જેવા પોશાક જોઇને ખડખડ હસ્યા કરવામાંજ ગયેલો. ને પછીને દિવસ આવો પોશાક પહેરી કોઇ બાવળની ગાંઠ જેવા ભરાઉ શરીરવાળા નેતાની મદનમૂર્તિ કેવી દીપી ઉઠે, તેની કલ્પના કરી કરીને હસ્યાં કીધું. નહિ મળે કાગળ, નહિ પેન્સિલ, નહિ ચોપડી —કંઇજ સાધન નહિ; જાગીએ તેટલો વખત વીતાડવો તો જોઇએ ને? ગુરખા પહેરેગીર અમારૂં એક સાધન હતું ખરૂં. તેની ઠઠ્ઠા મસ્કરી બેઠા બેઠા બનાવ્યા કરતા—તેને તો અમારી સાથે બોલવાની મનાઇ હતી. એક દિવસ એક જણ સાહસ કરીને પૂછે—ગાંધી-મહારાજનું રાજ કયારે થશે? હતુ તારીવી; હવે મેં જાણ્યું કે આ કંઇ ગુરખા નથી, પણ બંગાળી જાણે છે-સમજે છે; આસામ-વાસી છે ! માણસ ભલો હતો-ધીરે ધીરે પાળ્યા પોપટ જેવો અમારે

વશ થઇ ગયો.

રોજ એકનું એક ડાચું નિરખ્યા કરવાનું, તે બોમ્બલનું મુખ જોઇને હું તો કંટાળી ગયો. તોયે મુખદર્શન તો હજુ સહેવાય તેવું હતું, પણ એના બેસૂરા ભડકામણા સંગીત આગળ તો કેમ ટકવું તે મને એક ભારે સવાલ થઇ પડયો. એવામાં એક દિવસ ઘેરથી બધા મળવા આવ્યા, એટલે બોમ્બલને લઇ ગયા. અને બરાબર પન્દર મિનિટે પાછો લઇ આવ્યા. ત્રણ મહિને એક વાર મુલાકાત અને એક વાર કાગળ લખવા દેવાનો કાયદો હતો. એ પછીનાજ અઠવાડિયામાં મને બે જણાં મળવા આવ્યાં. અમારા આગમન પૂર્વે અહિંના કેદીઓને લોખંડી તારના પાંજરામાં ઉભા રહીનેજ મુલાકાત લેવા દેતા. પણ અમને તો જેલરની ઓફિસમાંજ સવડ કરી આપવામાં આવી.

એવામાં શહેરમાં જબરદસ્ત અફવા ઉડી કે બોમ્બલને મારી નાંખવામાં આવ્યો છેઃ રોજ જેલમાં ટેલિફોન પર ટેલિફોન આવવા લાગ્યા. અમલદારોને ગભરામણ છૂટી. સર હેનરી વ્હીલરથી માંડી તમામે ખબરની પૂછાપૂછ કરવા માંડી. અમે સાંભળ્યું કે મહાસભાના કાર્યાલય આગળથી તો લોકોની મેદની તૂટતીજ નથી. જેવી ને તેવી ભીડ રહે છે. દિવાલ પર પાટિયું માર્યું:—
" ગભરાશો મા, બોમ્બલ હજુ જીવે છે. "

સ્હવારે શ્રી નિશીથ સેન અને સત્યેન્દ્રચન્દ્ર મિત્ર સુપરિ૦ની સાથે જેલમાં આવી પોતાની સગ્ગી આંખે બોમ્બલ સદેહે સજીવ છે એમ ખાતરી કરી ગયા. બીજી બાજુ, ધારાસભાની ખુરશી શોભાવનારા બડેખાંઓને ધાડ મારવાનો એક વિષય મળ્યો—ધારા-

સભાની બેઠકમાં ભોમ્બલ વિષે સવાલ પર સવાલ ઉઠ્યા. સરકારે સાફ સાફ સંભળાવ્યું કે ભોમ્બલ જીવે છે-તેનું ખૂન થયું નથી. અલિપૂરની સેન્ટ્રલ જેલના સુપરિં૦ તરફનો દાક્તરી પરીક્ષાનો રિપોર્ટ સુદ્ધાં સરકારે બતાવી કહ્યું. ,, ભોમ્બલને માર પણ પડ્યો નથી, તેના શરીર પર મારની એકે નિશાની નથી, એમ ખૂદ દાક્તરનો રિપોર્ટ છે. ”

આ દાક્તરી પરીક્ષા કોણે કોની કયારે કરેલી, તેની ભોમ્બલને ખબર નથી—મને પણ નથી ! એમાંજ જેલની બધી ખૂબી છે. જેલની તો બલિહારીજ ન્યારી છે.

આમ એકાન્ત કેદમાં તો પ્રાણપંખી ફફડી ઉઠયું ! સુપરિં૦ની પાસે ચોપડીઓની માંગણી કરી. ઘેરથી “ નિર્દોષ ” ચોપડીઓ મંગાવવા રજા મળી. વળી આરસી, કાંસકી, સાબુ, અને અસ્તરો પણ મંગાવવાની છૂટ મળી. કાગળ પેન્સીલ પણ મળ્યાં. સાત સાત દિવસ માંગણી કરેલી તે હવે થોડું દંતમંજન અને એક ટીનનું પ્યાલું પણ મળ્યાં ! હા...શ. હવે કશી મણા રહી નહિ— દુનિયા જખ મારે છે !

આ દશ દિવસ ખરેખરી જેલની વિટમ્બણાઓ ભોગવેલી એમાં શક નથી. થાળી માંજવી, બિછાનાં ઉંચકવાં-પાથરવાં, કપડાં ધોવાં, વિગેરે તમામ કામ કરવાં પડતાં. એક દિવસ થોડોક પાનપટીનો મસાલો મળી આવ્યો. તેને કયાં છૂપાવવો તે બાબત બહુ વિચારતાં પણ નિકાલ ન આવ્યો. કપડાંમાં રાખ્યો, ઓરડીને ખૂણે મૂકયો, એમ જગાઓ બે ત્રણ બદલી, પણ મનમાં બ્હીક હતી. એટલામાં આવ્યા કેટોક સાહેબ. તે સાચી રીત શીખવી ગયા, કે

જેલમાંથી અપાયલી લુંગીના કમ્મર નિકટના ભાગમાં જે ગે પડ-વાળું કપડું છે તેના અંદરના પડને સ્હેજ ચીરો પાડી તેમાં ગજવું બનાવવું ! એ શોધ કોણે કરેલી તે ખબર છે ? મૂળ એક ચીના કેદીએ કેટલાક સાહેબને આ શીખવેલું. ચીનાઓને પણ ત્યારે ભેજું છે ખરું ! જેલના પોશાકને તો ગજવાં હોતાંજ નથી; તે નોંધવું હોય, તો નોંધી લેજો.

બીજી એક ગમ્મતની વાત—

ઇસ્પિતાલનો એક કેદી ઓસડ આપવા આવ્યો ત્યારે કહી ગયો, કે દાક્તર બાબુને કહીએ કે માથામાં વેદના થાય છે; તો તમને ઇસ્પિતાલમાં મોકલશે, અને તમને બીજાઓની સાથે વાત-ચીત કથાગોષ્ટિ કરવાનાં મળશે. ફાવ્યા ! દાક્તરબાબુ આવતાંજ બોમ્બબને એકદમ માથામાં શૂળ નીકળ્યું.—ખૂબ ચસકા મારવા લાગ્યા. પણ એ બિલ્કુલ જૂની પુરાણી જુક્તિ સફળ નહિ નીવડી. સુપરિં૦એ કહ્યું કે અહિંજ એમની દવા કરજો. એટલે પછી એક વાર દવા લગાડી માલિસ કર્યું કે તરતજ બોમ્બબે ખેલ ખલાસ સમજી લીલા સંકેલી લીધી—દરદ મટી ગયું !

વખત જલદી વીતે એ ઇરાદાથી સુપરિં૦ પાસે કંઈ કામ મળે તો ઠીક, એવી માંગણી કરી. તે કહે, My dear Boys, you have had enough work outside " (બચ્ચાઓ, મઝા કરો મઝા. તમે કંઈ જે તે કામ બહાર કર્યું છે ?) એટલે આપણે પણ ચુપચાપ બેસી રહ્યા —વધારે ડાહ્યા થવાનું યોગ્ય ન ધાર્યું. પછી વાર્ડમાંથી બહાર નીકળ્યો ત્યારે જોયું—બીજાઓને કેવું કામ સોંપતા હતા તે. લાહીથી કાંપડને કાગળ પર ચોંટાડવાનું, પાકીટો

પરબીડીયાં બનાવવાનાં વિગેરે. એમાંથી ત્રણેક જાતના ઉદ્યોગ પણ ચાલૂ થયા હતા. બેએક જણાએ તો ગાંધીટોપી, અધજોડા (સ્લીપર) અને એક પ્રકારની ચોપડીઓ તૈયાર કરવાનું શરૂ કર્યું હતું.

એવામાં એક દિવસ જેલજગતના નિયંતા—સર્વ શક્તિમાન સર અબ્દુર રહીમ અને ઇન્સ્પેક્ટર જનરલ અમને મળવા આવ્યા. તેમની મુલાકાત અમને તો ફળી—એકેક મચ્છરદાની મળી. અમે જેના પર સૂતા તે બિછાનું એકહાથ પહોળું સ્હેજ ઉંચું—બરાબર કબર જેવું હતું. માથા આગળથી ઉશિકાની જગાએ સહેજ વધારે ઉંચું. આ અમારૂં કબરાસન કોઈ કોઇ દિવસ રાતે એવું તો ઠંડુગાર થઈ જતું, કે અમને લગતું, કે બીજે દિવસે સ્હવારે જીવતાંજીવત પોતાની સમાધિ સ્વચક્ષુએ જોવાનું અમને પ્રાપ્ત થશે. કેટલેક દહાડે લોખંડી ખાટલા મળ્યા. ધીમે ધીમે સુખની માત્રા વધવા લાગી. કાથાની ભરેલી ગાદી પણ મળી. અલબત્ત તે ખૂબ સજીવ હતી—સેંકડો માંકડોનો વારસો સાથે લાવીજ હતી!

રાતે પહોરે પંહોરે પહોરેગીરો આવી તાળું તાણી જોતા અને જાળીયામાંથી દીવાનું અજવાળું ફેંકી નજર કરતા, કે અમે અંદર છીએ કે અદૃશ્ય થઇ ગયા! તેમના બારેસીલ જોડાનો અવાજ, તાળાનો ખડખડાટ, મુખ ઉપર પ્રકાશનું ફોકસ—નાટકના ટેબ્લો જેવું—અને મચ્છર માંકડનો બેશુમાર પ્રેમ, દારૂણ ઠંડી અને યોગીઓ સમા સૂક્ષ્મ ખોરાકને લીધે પેટમાં બિલાડાં બોલવાં—ઇત્યાદિ ઇત્યાદિ શુભસંજોગોને લીધે રાત મોજથી, જોતજોતાંમાં પસાર થઇ જતી!

# કોંગ્રેસ નું અઠવાડિયું.

મહાસભાના કામદારોએ કાયદાનો ભંગ કરી સભા ભરવાનું નક્કી કર્યું હતું. શ્રીમતી હેમલતા દેવી, ચારૂલતા દેવી વગેરેના પ્રમુખપણા હેઠળ દરરોજ કલકત્તામાં ઠેકઠેકાણે સભાઓ ભરાવા લાગી. સિપાઇઓ લોકોને ઘેરી લે, લાકડીઓ ચલાવે, અરે બૈરાંઓને પણ સ્હેજ છેડછાડ કરે; છતાં લોકો શાન્ત રહે અને પોતે પકડાઇ જાય. પોલિસ લારી–ગાડી ભરીને આમ તેમ ફેરવી ખુલ્લા મેદાનમાં લઇ જઈ ઠાલવી નાંખતા. અને કદાચ અદાલતમાં હાજર કરે તો પણ જૂજજાજ સજા કરે. જેલમાં જગાજ નહોતીને! નાના નાના બચુકલા સરખા બાળકો સભા ભરીને ભાષણ કરે—અને સરકારને ઉઘડી

લે. સરકારે ફરમાન છોડ્યું—કે છોકરાઓને છેડવા નહિ, કારણુ તેથી નિશાળો રૂપી ગુલામખાનાં બંધ પડી જવા સંભવ છે. સિપાઇઓએ પણ આ ફરમાનનો ઠીક લાભ લીધો! કંઈ કંઇ ઘરડાં ડોબરાંઓને, મૂછાળા મરદોને વિદ્યાર્થી તરીકે છોડી દીધા.

પહેલાં લોકો જેલ જતાં બ્હીતા—હવે તો સરકારની મહેમાની એવી મિઠ્ઠી લાગી, કે છોડવાને દિવસે કેદીઓ શોધ્યા જડે નહિ. સોળ વરસની અન્દરની ઉમ્મરના છોકરાઓને જેલના દરવાજા આગળથીજ પાણીચું આપવાનો હુકમ આવ્યો; એટલે છોકરાઓ સાચી ઉમ્મરજ બતાવે નહિ. જેલના કામદારો દાક્તરી પરીક્ષા કરીને તેમને છોડી દેવાનું કરે, પણ તેમની છૂટવાનીજ મરજી ન થાય. એકેક જણ બબ્બે ત્રણ ત્રણ વાર જેલ આવી જાય. જેલના ઉપરીને (સુપ૦ને) સત્તા આપવામાં આવી કે જેમને છ મહિનાથી ઓછી સજા થઇ હોય તેમની પાસે સ્હેજસાજ કબૂલાત લઇ છોડી મૂકવા. ઘણાયે સ્વયંસેવકોની સજા વગર માંગ્યે ઘટી ગઇ–ફક્ત આગેવાનોમાંના કેટલાકનેજ ગોંધી રાખ્યા—કારણુ, નહિ તો સરકારનું નાક જાય.

તે વેળાના બંગાળાના હિન્દુ મુસલ્માન તમામ નેતાઓ ઘણું ખરૂં જેલ પાવન કરી ગયા હતા. સ્વયંસેવકોની ચીસાચીસ, બૂમાબૂમ વિગેરે ધમાધમ અને કાયદેસર મસ્તીને લીધે જેલના અમલદારો પણ બેબાકળા બન્યા. જગાની તંગી, લુગડાં મળે નહિ, કામળાઓની ખૂટાખૂટ, ખોરાકીનું દેવાળું—યા અલ્લા! આ આફતમાં કરવું શું?...

એક સાધારણ (અ–રાષ્ટ્રીય) કેદીએ વન્દેમાતરમનો પોકાર કરવાથી સુપરિ૦એ એક ઝપાટો લગાવ્યો. તેણે સાહેબને હડસેલીને

ચત્તાપાટ નાંખ્યા; એકદમ ભયઘંટ—એલારમ—વગાડવામાં આવ્યો. કિલ્લામાંથી મશીનગન લઇ નેવું પંજાબી અને રોયલ વેસ્ટકેન્ટ ટુકડી આવી અને જેલ પર છાપો માર્યો—આનું નામ મચ્છર મારવા સારૂ તોપ ફોડવી તે!

બીજી બાજુ અમે સ્વરાજનાં સપનાં ઘડવામાં મશગૂલ હતા. સ્વરાજ સ્થપાયે કોણે કયો ઓદ્ધો લેવો, તેની વાટાઘાટમાં વખત જતો. કોને જેલમાં પૂરવા—કોને અહિંસક ફાંસીએ ચઢાવવા વિગેરે વિગેરે અમે નક્કીજ કરવા મંડી પડ્યા.

અમદાવાદ મહાસભામાં અમારે જવાનું થશે, તે વિષે તો શકજ નહોતો. લોર્ડ રેડીંગ અને પંડિત મદનમોહન માલવિયા કલકત્તે આવ્યા છે. ગોળમેજી (રાઉન્ડ ટેબલ) બેઠકની વાતચીત ચાલી રહી છે. અમે દરેક ક્ષણે છૂટકારાની આશા રાખ્યા કરતા. જરા મોટરનો ભૂંકાર સંભળાય, કે "એ આપણને તેડવા આવ્યા," એમ થાય. તા. ૨૨ મી ડીસે૦ને દિવસે સરકાર સાથે વાતચીત થશે. ત્યાં સુધી ગાડું આવી અટક્યું, એટલે છૂટકારા વિષે તો પૂરેપૂરી શ્રદ્ધા બેઠી. હડતાળ બંધ કરાશે, સ્વયંસેવકોને છોડી દેવામાં આવશે, પછી ગોળમેજી બેઠક થશે; દેશબન્ધુએ મહાત્માજીને તાર કર્યો; પણ મહાત્માજી કબૂલ ન થયા! હત્તારી! અમારી બધી આશાઓ ધૂળ મળી. તા. ૨૪ મી ડીસે૦ એ સંપૂર્ણ હડતાળ પડી; ફરી સ્વયંસેવકોને બહાર પણ ન નીકળવું પડ્યું. લોકોએ આપખુશીથીજ શાંતિપૂર્ણ હડતાળ પાડી. સરકાર Violence–અત્યાચાર, જોર જુલમ અને Intimidation બ્હીક બતાવવાનાં સતામણાં વિષે દાંડી ન પીટાવી શકી. બત્રીસલક્ષણી સરકારે ખૂબી વાપરી જેલમાં પણ છૂટ મૂકી—અમે

તમામ જણાએ ઉપવાસ કરીને હડતાળ પાડી.

એ બધી ધાંધલ મટાડવા માટે જેલના કામદારોએ અમારી મદદ યાચેલી. તેમની પાસે બીજો રસ્તોજ નહોતો. અમારામાં દશ જણાને એક વાર્ડમાંથી બીજા વાર્ડમાં જવા રજા મળી. પહેલ-વહેલા જે સ્વયંસેવકો આવેલા, તેમાંના ૧૮ જણા બોમ્બલ સાથે જેલમાં પધાર્યા હતા, તેમનો બધાનો અમારા ઉપર ભારે પ્રેમ હતો. અને અમારૂં કહ્યું તે સાંભળતા. અમે બીજી ધાંધલ બંધ કરવા હુકમ કર્યો. શ્રીયુત સેનગુપ્ત, જીતેનબાબુ વિગેરેની મહેનતને લીધે મહાકષ્ટે થોડેક દિવસે જેલીઓ ધાંધલ મચાવતા અટક્યા.

તે પછી ખાવાપીવા બાબતની લડાઇ શરૂ થઇ. યૂરોપીય ખોરાકનો સુખભોગ અમે છોડી દીધો. બીજાંઓને જે ખાવા આપતા, તે ઢોરઢાંખરતું ભોજન થવાને પણ અયોગ્ય હતું. એકેક ચોખાનો ચહેરો-જાણે કુસ્તીબાજ પહેલવાન, ઉર્ફે રામમૂર્તિ જેવો; દાંત ભાંગે પણ ચોખો ન ભાંગે! અને ભાતમાં ચેતન અચેતન કંઇ કંઇ પદાર્થોનું પ્રદર્શન રહેતું. કાંકરી, લાકડાની ઝીણી ઝીણી ટુકડીઓ, માખી, વાળ, જીવડાં ઇત્યાદિ ઇત્યાદિનો શંભુમેળો તેમાં આવતો. દાળમાં ડૂબકી મારીને પણ અંદરથી એકાદ દાણો કાઢી શકાય કે કેમ તે શક છે—નર્યું પાણી! મૂળને પાણીમાં બાફીને કોઇ અદ્‌ભુત પદ્ધતિથી બનાવેલી સ્વર્ગીય વાનગીને તરકારી-શાક-કહેવામાં આવતી. થોડુંક તેંતુલ* મળતું તે અમારો નોધારાનો આધાર હતું. બાર વાગ્યે આ બાદશાહી ખાણું ખાધા પછી બિલકુલ ભૂખ રહેતી નહિ. જેઓ ખાણું લઇને આવતા, તેમનાં કપડાં ચપડાં કે રસોડાની

* મુખ્યત્વે આંબલીમાંથી બનતી બંગાળી વાની

આદર્શ સ્વચ્છતા જેમણે નિહાળેલી તેમને માટે ભાત દાળ ખાવાં એજ એક ભારે તપશ્ચર્યા હતી!

પતરાંના ખુલ્લા ડબ્બામાં ભાત, ડોલમાં ભાત, પતરાંનાંજ ડોલચાં વડે માપી માપીને અપાયેલી દાળ અને સુન્દર શાક ખાતી વેળા આંખમાંથી આનંદાશ્રુ વહી જતા–રોમાંચ પણ ખડાં થતાં! સ્હવારે પેલાં નામચીન લાપસીબાઈ પધારતાં–બપોરે અને સાંજે ભાત અને રોટલીનો વારો થતો. તમામ જણાએ નિશ્ચય કરી લાપસીનો બહિષ્કાર પોકાર્યો; એટલે સુપરિ૦ સાહેબે વચ્ચે પડી રોટલી ને ગોળ મળે તેવી ગોઠવણ કરી. તે બાદ તો રસોડાની કુલ વ્યવસ્થાનો ભારજ અમારા હાથમાં આવ્યો. ચોરીચખારી બંધ થવાથી ખાવાનું પણ ઠીકઠીક મળવા લાગ્યું. એવામાં સરકાર "ભદ્ર વર્ગ" ના–સર્જન કેદીઓ રાજદ્વારી બીનરાજદ્વારી વગેરે વર્ગ પાડી "ખાસ કેદી" તરીકે સારૂં ખાવા પહેરવા દેવાની ગોઠવણ કરનાર છે, એમ સાંભળવામાં આવ્યું. આશાના પૂરમાં અમે તણાઈ ગયા. બીજી કંઇ ધાંધલ મચાવી નહિ.

એવામાં શ્રીયુત સાતકોડીપતિ રાય આવી અમારી સાથે જોડાયા. તેમના પરનો આરોપ જરા જાણવા જેવો છે—Organising an illegal assembly on the Harrison Road in a motor car હેરિસન રોડ પર મોટરગાડીમાં ગેરકાયદેસર સભા ભરવા માટે તેમને પકડ્યા હતા. અમે બેએક શબ્દ અંદર ઉમેરતા—in a motor car on a tree—ઝાડની ઉપર મોટરગાડીમાં ગેરકાયદેસર સભા—આ પ્રમાણે ચાર્જ ઘડવાથી જરા સોહામણો અને પ્રમાણસર લાગે છે—ફાંકડો દીપી ઉઠે છે. પ્રેસી-

ડેન્સી માજીસ્ટ્રેટ ધર્માવતાર જે. એન. સરકારને વરદ હસ્તે એમનો મુકદ્દમો ચાલ્યો—એ નામવરજ અમારા કાજી હતા. સાતકોડીપતિ બાબુ એનીજ સાથે પહેલાં એકઝીક્યુટીવ નોકરીમાં હતા. ગમે તેમ, પણ તેઓ છૂટી તો ગયાજ, એ વાત સાચી.

અહાહા ! સાતકોડીપતિ બાબુના માયાળુપણાના શાં શાં કરૂં ગુણગાન ? સઘળાંને ખવડાવ્યા પછીજ ખાય. માંસ મચ્છી બચપણથીજ તજેલાં; પણ રાંધવામાં એવા ઉસ્તાદ, કે જેનો જોટો નહિ. અમે ખાતા, અને બાબુજીને ઉદ્દેશીને કહેતા " કોઈ ખાઈને હરખાય, તો કોઇ ખવડાવીને !" સાતકોડીપતિ બાબુ છૂટયા, એટલે વન, ટુ, થ્રી, એમ બોલી બધાં એકીક્ષણે રડારોળ કરવા મંડી પડ્યા હતા. એનું નામ તાલીમ, ડીસીપ્લીન ! ! !



* *

* રંગરસ *

* નું *

* પર્વ *

ઈશૂની સાલ ૧૯૨૧મીની ૩૧મી ડીસેં૦ ચાલી ગઇ. નસીબના બળીયા તે સ્વરાજ કંઇ મળ્યું બળ્યું નહિ, પણ જેલમાં અમારા સ્વરાજની સ્થાપના થઇ ગઇ. ખાવાનું બનાવવાનું તો અમારા હાથમાં આવ્યું. ટુકડો બે ટુકડા માંસ પણ મળવા લાગ્યું —ઘેરથી મંગાવીને પથારી અને ધોતિયું ડગલો પહેરવાની પણ છૂટ મળી. એક બીજાને મળવા હળવાની પણ બંધી રહી નહિ. બહારથી આવનારાં સગાવહાલાં સાથે મેળાપ મુલાકાત, અને કાગળપત્તર લખવા મેળવવાની પણ સરકારે કાયદો સુધારીને રજા આપી. સિપાઇઓમાંના ઘણા ભલમનસાઇથી વર્તતા—મોટા અમલદારો પણ

હવે જરા સાલસ બન્યા. સામાન્ય કેદીની પેઠે હારબંધ ઉભા રહેવું, "સરકાર સલામ" વગેરે અપમાન ભરેલી પ્રથાઓનો અમારા પર અમલ થતો અટક્યો.

એક દિવસ સરકારનો મુખ્ય કારભારી અને પોલિસ કમિશનર આવી જેલમાં બરાબર ડીસીપ્લીન–સુવ્યવસ્થા જળવાતી નથી એમ કહી સુપરિં૦ ડા. ઍશને ખુબ દમદાટી આપી ગયા. સાહેબે તરત ભયઘંટ વગાડ્યો. જેલમાં આ ઘંટ વાગે, એટલે બધાએ ઝપાઝપ પોતપોતાની કોટડીમાં ઘૂસી જવું જોઇએ. સિપાઇઓ બંદુક લઇ બહારથી દોડી આવે—ત્રણ વાર બન્દુકના બાર થાય. પહેરેગીરો સિસોટી બજાવ્યા કરે—બધા વાર્ડ બન્ધ થઇ જાય. રાત હોય, તો મશાલો લઇ લઇ સિપાઇઓ ચોમેર ફરી વળે. કેદી નાસી જાય, અથવા જેલના કોઇ અમલદાર પર હૂમલો થાય ત્યારે આ ઘંટડીનો રણકારો એકદમ ગાજી ઉઠે. અનેક વેળા ગાર્ડ લોકો–ચોકીઆતો બરાબર ડ્યુટી પર રહે છે કે નહિ, તે જાણવા માટે પણ એ વગાડાય.

ઠીક. હવે આ ઘંટડી વાગતાંજ સ્વયંસેવકો પોતપોતાની કોટડીઓમાં ઘૂસતા હતા, એવામાં કેટલાક ગુરખાઓએ ધક્કો મારી તેમને અન્દર પેંસવા ન દીધા. ડેપ્યુટી સુપરિં૦ બેટર્સબી સાહેબ અચાનક તે દિવસે જેલના પ્રેસની મેનેજરીનું પોતાનું નિત્યકર્મ તજી ધૂમકેતુની પેઠે ત્યાં ઉદય પામેલા. તે "સિવિલ ગાર્ડ" છે કે એવુંજ કંઈ એકાદ જુવાનિયો બોલી ઉઠ્યો હશે, તે તેણે એક છોકરાને ગળચીમાંથીજ પકડી દાબ્યો—એટલે તો ગ્રાન્ટ નામનો એક ફીરંગી વાર્ડર તેને મારતો મારતો કોટડીમાં લઇ ગયો અને ગોંધ્યો. આને લીધે ખૂબ ધાંધલ મચી રહી. સુપરિં૦ સાહેબે હુકમ કર્યો કે ૪૮

કલાક દરવાજા બન્ધ રહેશે. પાછળથી એ હુકમ રદ કર્યો. અમારામાંથી આગેવાનોએ પણ જોયું કે અપરાધ મૂળ આપણો છે એટલે તેમણે ૩૬ કલાકના ઉપવાસનો ઢંઢેરો બહાર પાડ્યો—જેનાથી બન્યું તેણે આ પ્રાયશ્ચિત કીધું. આ બાબતમાં જેલર રાયાન સાહેબને કોઇએ કંઇ કહ્યું હશે તેથી તે હસતાં આવીને મને કહે, Look at this, Mr. Sarkar, he has gone mad—( જુઓ, જુઓ મિ૦ સરકાર, આ ભાઇશ્રી દિવાના થઇ ગયા લાગે છે. ) જેલરની ધીરજ અને ક્ષમાવૃત્તિ પર હું ખરેજ ચકિત થયો. અરે, આ રાયાન સાહેબ એવા તો પરમેશ્વરનું માણસ, કે જેલની ચાકરીમાં એક પાઇ સરખી લાંચ લીધી નથી. સિગારેટ સુદ્ધાં પીતા નહિ. હું તો કહેતો, કે પાદરી થવાને બદલે વળી જેલમાં ક્યાં ફૂટી નીકળ્યા?

દર અઠવાડિયે એક રતલને હિસાબે વજન વધવા લાગ્યું. વાર્ડર બીડલ સાહેબ આવીને સલાહ આપી ગયા, કે ઘાણી ફેરવશો, તો શરીરનું કાઠું બંધાઇ જશે—It is a lovely exercise ( રમણીય કસરત છે, હોં ! )

આ બીડલ સાહેબ નવ રત્નોમાંના એક જેવા હતા. ઇંગ્રેજ બચ્ચો—લશ્કરી ટુકડીમાં પડઘમચી હતો. સ્ટેશન માસ્તરી કરેલી, સ્પીનીંગ માસ્તરી બજાવેલી; અરે બાઇબલના ક્લાસ પણ પઢાવેલા; પણ બીજી બાજુ કોઇ ઇટાલિયન રમણી સાથે લગન કરવાને વટલાઇને કેથોલિક પણ થઇ ગયેલા—સબ બંદરકે વેપારી !

આ બીડલ સાહેબથી જેલનિવાસીઓ જરા બહુ બેચેન રહેતા. જડતી લેવી, કેસ ઉભા કરવા, સજા કરવી વિગેરે તોફાન

બચાવવા માટે સાહેબ બહુજ કાળજી રાખતા. ગમ્મતની વાત તો હજુ હવે છે. એ નામદાર વળી જલ્લાદનું કામ પણ કરતા. પ્રત્યેક ફાંસી દીઠ તેમને રૂપિયા સોળની ફી મળતી. એક વાર કહે, "પહેલે દિવસે ફાંસીએ ચઢાવવાનો અનુભવ કર્યો ત્યારે બહુ પીડા પડેલી; આખો દહાડો ખાધું પણ નહિ. સ્ત્રીએ ખૂબ ધમકાવ્યો, કે એવું કામ કરવું નહિ. પણ હવે,—હવે તો ક ખ ગ ઘૂંટવાથીએ સહેલું લાગે છે!" તેણે અત્યાર સુધીમાં છ પ્રાણીઓને ભવનદીને પેલે પાર પહોંચાડવાનું પુણ્ય જમા કરાવ્યું હતું! એક ખૂનના ખટલાનો આસામી અઢી વરસની કેદની સજા મેળવીને આવ્યો; તેને સાહેબ કહે, "તેં મને ચોખ્ખા સોળ રૂપિયાના ખાડામાં ઉતાર્યો છે!" પણ અમારા આવ્યા પછી બીડલ સાહેબ બહુ સુધરી ગયા હોં! ખાઈ-પીને કેદીનો પીછો પકડવાનું છોડી દીધું. વળી નાના રાયન સાહેબ ખિદિરપૂરની જેલમાં જેલર તરીકે ગયા—એટલે બીડલ સાહેબ ચીફ વાર્ડર થયા. આને લીધે બીડલ સાહેબના હરખનો પાર રહ્યો નહિ.

સુપરિ૦ દાક્તર એશ જાતે ફીરંગી હતા. મેડીકલ કોલેજની એમ. બીની પદવી લીધેલી. પહેલાં સિવિલ સરજન હતા. તેમનું હૃદય નબળું-રોગીલું હતું. પણ ઘોડદોડ વિગેરેની શરત ખેલવાના ભારે શોખીન હતા. તેમની સાથે વાતચીતમાં ટહુકા પૂરવા મારા જેવા ગમારને પણ શોખીન બની રેસના રૂપરંગ ગુણગંધ વિષે બે ચાર વાતો શીખી લેવી પડી હતી. જે શનિવારે રેસમાં હારે, તે પછીના અઠવાડિયામાં ભોગ બાપડા કેદીઓના.—અને જીતે તો સોનાના સરજ ઊગીયારે...એશ સાહેબ બ્હીકણ હતા. અને

હવે ઘરડેથ્રડપણુ પેન્શનને થોડા ઘણા દહાડા રહેલા તેમાં કાંઈ ધાંધલ નહિ થાય એવી ખાસ એમની ઇચ્છા. અમેયે તક સાધી ઠીક ઠીક સગવડો એમની પાસે મેળવી લીધી હતી.

એક દિવસ ઍશ સાહેબ તપાસણી પર નીકળ્યા હતા; જોયું તો કેટલાક અસહકારી કેદીઓ પાને રમતા હતા. ઝડપઝડપ સંતાડી દેવા જતાં એક પકડાઇ ગયો. એટલે નીચે મુજબનો રસીલો વાદ-વિવાદ શરૂ થયો.

સુપ—બોલો, પાનાં કહાંસે મિલા?

કેદી—હમ કયા જાનતા, હમ તો કેદી હય, હમ કયા બાહાર જાતા હય?

સુપ—બોલો કહાંસેં મિલા, નહિ તો સઝા દેંગે—

કેદી—આસમાનસે ગિરા હુઆ હય.

સુપ—જલદી બોલો, કહાંસે મિલા?

કેદી—તુમ દિયા!

સુપ—Where have you got these books? Where is the jail-mark? (આ ચોપડીઓ કયાંથી મળી? જેલમાર્ક કયાં છે?)

કેદી—I have got them from Badshah Ma. (બાદશાહમિયાંએ આપી છે.)

સુપ—Is Badshah Mia the Superintendent of this jail? (બાદશાહમિયાં આ જેલના સુપ૦ છે શું?)

સુપ૦ નો હુકમ થવાથી તેને સેલ—એકાંત કોટડીમાં ગોંધ-વામાં આવ્યો. કેદી તો મોજથી સિસોડી પાડતો ત્યાં આંટા મારવા

લાગ્યો. સુપ૦ ને શક ગયો, કે સિસોટી વગાડી ઈશારાથી વાત કરે છે કે શું, જેથી બીજા કેદીઓ આવે. જતા જતા વળી પાછા ફર્યા અને કહે—

સુ૦—શિટી દેતા હય કાહે?

કેદી—હમારા દિલમેં આનન્દ હુઆ, પાગલ બિ ગાના કરતા, હમ કયું નહિ શિટી દેંગે?

સુ૦—હાતકડી લાગાયગા!

કેદી—બહુત અચ્છા, લેકિન મુખકડી કાંહાસે મિલેગા?

સુ૦—ઘાની મેં જૂડેગા!

કેદી—(અંગુઠો—ડીંગો બનાવીને) સિંપલ હય!!! (સાદી સજા છે.)

એક બંગાળી પાદરીના ભાષણની રામેશ્વર બાબુ અચ્છી ટેકડી બનાવતા. બાઈબલ કલાસમાં વિદ્યાર્થીઓ હસાહસ કરે છે એવું જોઈ વચ્ચે જીભ બહાર કાઢીને તે ઈશૂ ખ્રિસ્તનું જન્મતત્વ સમજાવતા.

Jesus Christ was born by the Holy Spirit of God. This story is either impossible or wonderful. 1f I can prove the story is not impossible then it mnst be something wonderful. How was the first tiger born ? How was the first buffalo born ? How was the first man born ? Was it not by the Spirit of God and God alone ? So was Jesus Christ born. Then

it is conclusively proved that the story is not impossible but something wonderful.

ઇશુખ્રિસ્તે પવિત્ર પ્રભુ દ્વારા જન્મ ગ્રહણ કરેલો, ક્યાં તો આ વાત અસંભવિત છે કે ક્યાં તો અજબ છે. અસંભવિત નથી એમ પુરવાર કરૂં, તો અજબ તો ખરી કેની ? ચાલો, પહેલો વાઘ કેવી રીતે દુનિયામાં આવ્યો ? પહેલા પાડાનો કોને પેટે જનમ થયો ? પહેલો માણુસજ, કહોને, કેવી રીતે અવતર્યો ? તેમનો જન્મ શું પવિત્ર આત્મા તરફથી નથી થયો ?–એજ પ્રમાણે ઇશૂનું સમજવું. એ પ્રમાણે સિદ્ધ થાય છે, કે એ વાત ગપાટો નથી, પણ અજબ છે !

શ્રીમાન ભૂદેવ ભટ્ટાચારજી નકલ કરવામાં ભારે ઉસ્તાદ. મુસાફરી, નાટક, મેળાવડા મિટીંગમાંનાં ભાષણો આદિની નકલ કરીને ખૂબ ખૂબ હસાવતા—પેટ દુઃખી જાય ! " પંજાબ અને ખિલાફતનો જુલમ " એ વિષયનું તેમનું એક ભાષણ અત્રે આપું છું– તેમને મોંઢેથી સાંભળવામાં જે રસ, જે મઝા, જે ઝમક આવે તે તો એમાં તમને નહિજ મળે, પણ તોયે ગંમ્મત પડશે—અને એમની શક્તિનો ખ્યાલ આવ્યા વિના નહિ રહે. ભાષણ બહુજ મઝાનું છે. સાચી વાત જાણ્યા વિના ઘણા ભાષણખોરો પોતાને આવી રીતે ફજેત કરેછે, એ અનુભવ સિદ્ધ છે. ખિલાફતથી સારો દેશ કેવો અકળાઇ ઉઠયો છે તે વિષે પોતાનો અભિપ્રાય, અને પંજાબમાં કેવા ભયંકર જુલમ થયા તે—એટલે હિન્દુસ્તાનમાંથી ખિલાફત અને પંજાબ દૂર કરવા વિષે ભાષણ આપે છે—

સભા ખૂબ જોરથી ચાલે છે, ઘણાએ હિન્દી અને ઉર્દૂમાં

ભાષણો કર્યાં. હિન્દી તો જેમ તેમ સમજાય પણ ઉર્દૂ સાંભળતી વેળા શૂનમૂન બંગાળી શબ્દજગતનો ભાવ નિહાળી સ્તબ્ધ થઇ રહ્યા—પોતાનેજ ધિક્કારવા લાગ્યા. ગમે તેમ સભા બરાબર ઝામી ત્યારે એક જણે જે ભાષણ કર્યું તેનાથીજ વિષય પર ખરેખરો પ્રકાશ તો પડ્યો. ઘણાના ખાસ ખંતીલા આગ્રહથી ભારે આડંબર સાથે ભાષણકાર મહાકષ્ટે ઉઠીને ઉભા થયા. બધા બોલાબોલ કરતા હતા, અને વક્તાનો ક્ષીણ મર્મભેદી અવાજ તેમની સમગ્ર શક્તિ આગળ હાર ખાઈ શરૂઆતનીજ વિશ્રાન્તિ લઇ લેતો હતો—અચાનક બધા ચૂપ થઈ તેની સામે આંખો માંડી સ્થિર રહી ગયા, અને તેનો અદ્ભુત સ્વર આર્તનાદ સમો ગગન (!) ગજાવવા (!) લાગ્યોઃ—

વક્તાઃ—પૂજ્ય પ્રમુખ મહાશય, ઔર અન્ય ભદ્રમંડળ ! આજ આપલોક યહિં પર કાહે મિલા ગિયા હય ! આપ લોગોંકે મિલનેકા જુરૂર કુછ મતલબ હોના ચાહિયે. દેખિયે આપલોગ તો કલકત્તેમે હરવખ્ત ટ્રામગાડી ચડતે હૈં, થયાટર દેખતે હૈં મગ......અ...... અ...ર આપલોક અપના દેશકા ખબર કુછ નહિ જાનતે હો ! યે તો બડી શરમકી બાત હય ! બોલિયે, તો આપલોગ બોલિયે ના !

( સભામાંથી કેટલાક બોલી ઉઠે છે " હાં હાં, યે તો બડી શરમકી બાત હય " )

અબ દેખિયે પંજાબમેં કયા હૂઆ, આપલોગોંકો ખબર નહિ મિલા, કિ વહિંપર ડાયેર લોગ કિતને ખરાબી કિયા થા ! ઉસી બાતકો લિયે હમ આપકો પાસ મહેનત કરતે હૂં. આપલોગ પંજાબ—ઔર ખિલાફત કો કુછ જાનતે હો ?

( ઘણાએ કહ્યું, " નહિ, નહિ, આપ બોલિયે, જી )
સબૂર કરલિજીયે હમ આપલોગોંકો સમઝાય દેગા !—
( આ સાંભળી કેટલાક બ્હીકણુ બંગાળી જરા
ગભરાયા કે વખતે બરાબર સમજ તો નહિ પાડે ! )

મેરે ભાઇયોં લોગ ( રડતે સાદે ) પંજાબમેં બહુત ખિલાફત હો ગયા —કિતને આદમીકો પર ઝુલુમ હૂયા, ખૂન નિકાલા, જાન ભિ ચલા ગયા, ઇતને બડી ખિલાફત આપલોગ કભિ નહિ દેખા હય !

( સભા, કોણજાણે કેમ એકદમ શાંત રહે છે. એ
એક મૌલવી સભામાં છે, તે કોણ જાણે શા કારણથી
અવાક્ થઈ રહે છે. વક્તા ભાવના પૂરમાં તણાઇ
જતો દેખાય છે. તેની આંખોમાં આંસુ ઉભરાતાં
હોય તેમ લાગે છે ! )

મેરે ભાઇ લોગ ( રડી પડે છે ! ) પંજાબમેં જો ખિલાફત હુઆ વહિ તો મહાત્મા ગાંધીને બોલાના ? દેખિયે અભિ હિન્દુ મુસલ્માનકો એક હોના ચાહિયે. આપલોગ એક પયસા, દો પયસા, ચાર પયસા—એક રૂપયા, દો રૂપિયા, સો, દોસો, ચારસો જીનકી જીતની શકિત હોવે— યહિં પર દાન કર કે ગંગાસાગરસ્નાન પુણ્ય પ્રાપ્ત કર લિજીયે !

( ઉપમા સાંભળી સભામાં અહા હા ! નો અવાજ
થવા લાગ્યો ! )

હમ ઔર કુછ નહિ બોલેંગે (રડતાં રડતાં) થોડે દો એક બાત બોલકે બૈઠેંગે. દેખિયે, યેહિ ખિલાફત હિન્દુસ્થાનમેં ભિ આ

ગયા—!—અભિ હમકો આપકો સબ કોઇકો રોનેકા ટાઇમ આ ગયા—હમકો બચન નિ:સરણ નહિ હોતા હય! આપલોગોંકો એક કામ કરને હોગા—યે પંજાબકો ઔર ખિલાફતકો—યે દોનો કો દૂર કરને હોગા !—

(ભાષણકાર એકદમ બેસી પડે છે. જાણે બધા સમજી ગયા છે! જેમના ઘડામાં (ઘટમાં) પરમેશ્વરે થોડુંક બુદ્ધિરૂપી પાણી રેડયું હશે તેમણે હાથ મારી ! )

કુમિલ્લાના શ્રીયુત કાલિકાપ્રસાદ ભટ્ટાચારજી મહાશય ચટ્ટગ્રામમાં "બાલકેળવણીથી સ્વરાજ" નામનું એક ભાષણ કરી એક વરસની સખત જેલ મેળવી અલિપુર જેલમાં પધાર્યાં હતા. તેણે શરૂઆતના વાક્યોમાંજ આપણને સ્વરાજ કેમ મળે તેની યુક્તિ બતાવી દીધેલી. સરકાર બહાદૂર આને લીધેજ બ્રિટિશ સામ્રાજ્યનો સૂરજ આથમશે એમ ગભરાઇ ઉઠી અને ફટ દઈને કાલિકા બાબુને જેલમાં ઘોંચી દીધા.



કાલિકા બાબુનું આ ભાષણ બંગાળી ગ્રંથમાં સવિસ્તર આપેલું છે. પરંતુ તેની તમામ ખૂબી અને સુન્દરતા બંગાળી શબ્દમાલા અને કહેવતો અને તેમની સુયોગ્ય રસિક ગોઠવણી પર હોવાથી ગુજરાતીમાં તેવા ભાવ દર્શાવવાનું લગભગ અશક્ય લાગ્યું છે. પણ એ ભાષણમાં સરકારને કોઇ પણ જાતની રાજદ્રોહની ગંધ કેમ આવી તે સમજાતું નથી એવું એ છે. એમાં કેટલીક સામાન્ય અસંબદ્ધ ઢંગધડા વગરની વાતોનુંજ પ્રદર્શન છે. એ ભાષણ અત્રે આપ્યું નથી.

**અનુવાદક**

* * * *

# * અથ નન્દલાલ પુરાણ

* * * *

જે સ્વદેશપ્રેમી મહાપુરૂષ નન્દલાલનાં યશોગાન ગાઇ દ્વિજેન્દ્ર બાબુનો જન્મારો સફળ થયેલો, તે નરવીર નન્દલાલ, આ અભાગિયા દેશનું શું થશે એ વિચારી પ્રાણના રક્ષણ કાજે જેલમાં પધાર્યા હતા. કવિએ ગાયું છે કે—

નન્દલાલ તો એકદા
કરિલ ભીષણ પણ,
સ્વદેશેર તોરે
યા કરેઇ હઓક
રાખિબે સે જીવન.

મહાવીર નન્દલાલે એક વેળા કોઇ મહા ભીષ્મ પ્રતિજ્ઞા કરી, કે પોતાના સ્વદેશને કાજે તે ગમે તે ઉપાયે પણ પોતાનું જીવન ટકાવી રાખશે, રાખશે ને રાખશેજ !!!

નામદાર સરકારે સ્વયંસેવકોને લગતું જાહેરનામું બહાર પાડયું એટલે આપણા આ મહાપુરૂષે વિચાર્યું કે તુરત તુરત બહાર પડીશું તો છ મહિના જેલ મળશે—પણ ભૂલેચૂકે મોડું થયું તો તો જન્મભૂમિ કાજે ગોળી ખાધા વિના છૂટકો નહિ થાય! બ્હીતા બ્હીતા પણ એકદમ સ્ત્રીમંડળ સાથેજ પોતે બહાર પડયા. મનમાં તો કંઇ કંઇ સોનાના કિલ્લા રચતા, કે બનતાં સુધી તો પકડશેજ નહિ, (સાથે સ્ત્રીમંડળ રૂપી ઢાલ હતી કેની?) અને કદાચ પકડશે તોયે છોડી દેશે! પણ ભોગ બાપડાના! સ્ત્રીમંડળને તો છોડી મૂકયું પણ નન્દલાલભાઇને તો સરકારની મહેમાનગીરી સ્વીકારવી પડી. ૧૭–૧ કલમ પ્રમાણે શ્રી નન્દલાલને સામાન્ય સ્વયંસેવક તરીકે સજા થઇ. પોતે "લીડર" નામનું પ્રાણી હોવા છતાં માત્ર એકજ વિચારે આ ભયંકર અપમાન સહન કર્યું!—સજા ઓછીજ થઇ એટલા માટે. ફરીદપૂરમાં અનેક નેતા બહાર પડયા હતા, એટલે હવે પોતે લીડર કહેવાયા તો શું, અને ન કહેવાયા તો શું, એમ મહાશયજીને થઇ ગયું હતું. વળી પોતે જેલમાં આવી "લીડરશીપ એક્ઝામીનેશન" નેતૃત્વની પરીક્ષામાં પાંચસાત વાર નાપાસ થયા હતા. ફરીદપૂરના બાર વરસથી માંડી એંશી વરસની ઉમ્મર સુધીના અગણિત નેતાઓ ૧૭–૨ કલમ મુજબ સજા મેળવી જેલમાં આવીને બિરાજમાન થયા હતા. નન્દલાલ બધાના કહ્યાગરા નોકર પેઠેજ વર્તતા—લીડર થઇને નાહક સરકારને અઢી વરસ સુધી પોતાને

રોટલા ખવડાવવાની ફરજ પાડી ભયંકર વિટમ્બણામાં મૂકી દેવાનું ઠીક નહોતું લાગતું. જેલ જવામાં ગભરામણ શી? પ્રાચીનકાળના ઋષિઓ સમા મહાત્માજીએ વરદાન આપ્યું હતું—ડીસેમ્બર ગયો ન ગયો, એટલે તો સ્વરાજ મળવાનુંજ છે. તે પછી તો ગવર્મેંટ હાઉસના દક્ષિણ બાજુના ઓરડીમાં ગાદી તકીયે બેસવાનું ભાગ્યમાં નિર્મેલું છે।

પરંતુ ભોગ બાપડાના! બ્રહ્માજીએ બધી આશા ધૂળ મેળવી. હવે કરવું શું? ધંધાને અભાવે નન્દલાલજીએ જેલમાં એક નવો ઉદ્યમ શરૂ કર્યો. એક કંપની ખોલવામાં આવી—

Leaders & Leaders

Detractors & Back-biters

Managing Directors—Mr. Unmotived Malignity & Mr. Infernal BusyBody.

નેતાઓ અને નેતાઓ

નિંદાખોરો અને ચાડીઆઓ

મેનેજીંગ ડાયરેકટરો (સંચાલકો)—મિ૰ દૂવાળીયા અને જહન્નમિયા (ઘોરખોદીયા અને નખોદીયા)

શ્રી નન્દલાલ આ કંપનીના કેનવાસર થયા અને શેરો વેચવા લાગ્યા. જોતજોતામાં તો તમામ થાપણ ભરાઈ ગઈ.

એવાં ને એવાં ધતીંગો ચાલ્યા કરતાં.

એક ઉગતો આગેવાન (કવિઓ ઉગતા હોય, તો નેતા શા માટે ન હોય, તે સમજાવશો?) જેલવાસી આગેવાનોનાં ચરિત્ર અને છબીઓનો સંગ્રહ કરતો હતો. લેખક આગેવાનોને થોડાએક

સવાલો પણ પૂછતો હતો. નન્દલાલે પોતે થઇનેજ આ સવાલોના જવાબ લખી મોકલ્યા હતા. પગે પડીને જીવનવૃત્તાંત અને છબી બહાર પડાવવા એના જેવું માનયુક્ત તે બીજું શું?

હવે એક ખાનગી વાત.

જીવનવૃત્તાંત અને છબી તો આપવાની જીકર નથી ચાલતી. પણ પેલા સવાલ જવાબ તો મેં ગુપચૂપ જાળવી રાખ્યા છે તે તમને ભેટ કરૂં છું-એ શરતે કે વાંચકોએ કોઇને વાત કરવી નહિ કે બતાવવા નહિ-આંખ મીંચીને વાંચી જવા!!!

**સવાલ**

આપને કેવી જાતનું સ્વરાજ જોઇએ છે? સ્વરાજનો આપનો આદર્શ શું?

**જવાબ**

જે સ્વરાજમાં ખાવા માટે વેઠવહિંતરૂ ન કરવું પડે—તેવું સ્વરાજ મારે જોઇએ છીએ. મારો સ્વરાજનો આદર્શ ટેનિસનના Land of the LotosEatersના જેવો છે પણ ઓછેવત્તે વિલાયત જેવું મળે તો પણ પતાવટ કરીશું.

**સવાલ**

આપનો આદર્શ છે તેવું સ્વરાજ મહાત્માજીએ ચાલૂ કરેલા આ અહિંસક અસહકાર દ્વારા મળી શકશે એમ તમને લાગે છે?

**જવાબ**

મહાત્માજીના આ શાંત આંદોલનથીજ એ આદર્શ સ્વરાજ મળશે એમ લાગે તો છે. અત્યારથીજ એ અહિંસાની ટેવ પાડ્યા વિના ભવિષ્યમાં મોજથી ફરવાનું ક્યાંથી મળવાનું હતું?

### સવાલ

આ ચળવળના અહિંસાતત્વ વિષે આપનો ખાસ અભિપ્રાય કંઇ હોય તો જણાવશો ?

### જવાબ

અહિંસાનીતિ ધારણ કર્યાં વિના આપનોયે છૂટકો નથી. હથિયાર ઓજાર તો છેજ નહિ, વળી જીવવાની પણ જરૂર તો ખરીજ; એટલે અહિંસાનીતિજ ઉપદેશવા લાયક છે.

### સવાલ

તમને લાગે છે કે આપણે શાંત રહીશું, છતાં સરકાર પક્ષ તરફથી શાંતિ જળવાશેજ ? અને સરકાર બાજુથી બહુજ અન્યાય જુલમ અનર્થ થશે, તો પણ લોકો ઠંડે કલેજે અહિંસા પાળ્યા કરવાના એમ તમારૂં મગજ કહેછે ખરૂં ?

### જવાબ

સરકાર તરફથી તો ચોક્કસ મારફાડ થશે—ભાડુતી ગુંડાઓ ધમપછાડ કરશે, કરાવશે. જેથી સામુદાયિક સવિનયભંગમાં ડખલ થાય અને હિન્દુસ્તાન ઇંગ્રેજના હાથમાંથી ચસકી ન જાય. સરકાર જુલમ કરશે ત્યારે પૂર્વ બંગાળના લોકોનો જીવ તો ઝાલ્યો નહિ રહે, પણ કલકત્તાની આસપાસના જીલ્લાઓના રહેવાસીઓ તો આદમબાવાના જમાનાથી સહન કરતા આવ્યા છે, સહન કરે છે અને હમ્મેશ માટે સહન કરવાને કમ્મર કસીને તૈયાર છે.

### સવાલ

હિન્દુ મુસલ્માન વચ્ચે સ્થાયીરૂપે મિત્રતા ટકશે એમ તમને લાગે છે ?

### જવાબ

હિન્દુમુસ્લીમ ભાઇચારો શા માટે ટકી ન રહે તેનાં કારણ આપો. હિન્દુના મંદિરમાં મુસલ્માનો દાખલ થઇ ગયા. મસ્જીદમાં હિન્દુ ઢબની ઉપાસના પણ થઈ. અરે ! કલકત્તાના મારવાડીઓએ તો મુસલમાની પાણી પણ પીધું છે અને નિશાળીઆએ તો હિન્દુ અને મુસલ્માનનો ભેદભાવ સાવ વીસરીજ ગયા દેખું.

બીજી એક વાત. હિન્દુની સખ્યા ધીમે ધીમે ઘટે છે અને મુસલ્માનોની તેટલીજ ઝડપે વધે છે, એટલે થોડા જમાના બાદ તો હિન્દુ નામનું કોઇ પ્રાણી રહેવાનુંજ નથી એટલે પછી હિન્દુ મુસ્લીમ એકતાની વાતજ શી ? અને એ અમૃતચોઘડિયું આવે ત્યાં સુધી ગોબર ગણેશની સલાહ મુજબ હિન્દુએ લુંગી પહેર્યા કરે; તો બધી આફત ટળી જાય, સુભાન અલ્લા !

### સવાલ

કેટલાક કહે છે કે દેશ સ્વતંત્ર ન થાય ત્યાં સુધી રાષ્ટ્રીય કેળવણીની ડીંગ મારવી નકામી છે. આપનો શું અભિપ્રાય છે ? રાષ્ટ્રીય કેળવણીની શી વ્યવસ્થા કરવી ?

### જવાબ

દોઢિયાંપાણી વગર સ્કુલકોલેજ ચલાવીએ તો દેશ સ્વતંત્ર થતાં પહેલાંજ કેળવણીના મૂળીયાં નંખાઇ જાય. જો કેમ્બ્રીજ, ઓક્ષફર્ડના ગ્રેજ્યુએટો બીનપગારે રાષ્ટ્રીય શિક્ષણનું કામ ઉપાડી લે તો પછી કેમ ન થાય ?

પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રી, વિગેરે તમામ વિલાતમાં પાસ થયેલા હોવા જોઇએ. ચેર, બેન્ચ, ઇલેકટ્રિક ફૅન ( ખુરસી, પાટલી,

વિજળી પંખો ) વિગેરે પશ્ચિમી વિલાસીતાનું નામ નિશાન પણ હોવું ન જોઇએ. ફક્ત પ્રોફેસરોને સારૂ મગજને તાજુંતર રાખવા ચ્હાનો સરંજામ તૈયાર રાખવો. વિદ્યાર્થી રાષ્ટ્રીય ફન્ડમાં પાંચ રૂપિયા આપે એટલે તેને પાસ કરી દેવા જોઇએ. છોકરાઓને અંગકસરત આપવા માટે માસ્તરોની પગચંપી કરાવવાની વ્યવસ્થા કરવી એટલે થયું.

### સવાલ

હિન્દુસ્તાનમાં જુદી જુદી જાતિઓ અને ધર્મપંથો વસે છે. એ દશામાં Indian Nationalism હિન્દી રાષ્ટ્રીયત્વ કેવી રીતે ઘડાશે? અને ઘડાય કદાચ, તો તે કેવું થશે?

### જવાબ

જુદી જુદી જાતિઓ અને ધર્મો હોવા છતાં પણ ઇંગ્રેજના જેવી એકાદ બહારની શક્તિ હમ્મેશ ભારતવર્ષનું ગળું દાબી રાખે તો હિન્દી રાષ્ટ્રીયત્વ ઠેકાણાસર રહેશે અને સુન્દર દીપી નીકળશે— જેવી વિલાયતમાં બનેલી ચીની માટીની મહાદેવની મૂર્તિ, તેવી એની મૂર્તિ થશે.

### સવાલ

હિન્દુસ્તાનના રાષ્ટ્રીય સંગઠનમાં મહાત્મા ગાંધીના ફાળાનો સ્થાયી પ્રભાવ કેટલો?

### જવાબ

આ વિષયનો વિચાર સો વરસ પછી થશે. એક વરસ પહેલાં એ બાબતમાં લોકોની ધારણા ઉંચી હતી. હવે જરા પારો નીચો પડયો છે. ભવિષ્યમાં કોણ જાણે, ચઢશે કે ઉતરશે.

**સવાલ**

રેંટિયા વિષે શું કહો છો ?

**જવાબ**

મઝાની વસ્તુ છે. સૂતર કાંતશે તેમનું આળસ ટળશે, કાપડ સસ્તું પડશે, નાના મોટાં બધાં મારફત ઘરમાં પૈસા આવશે-હરામખોરો રેંટિયાની ઝાળથી ભાગી જશે. વિલાયતના મજૂરો ભૂખે મરશે અને તેથી હિન્દુસ્તાનને સ્વરાજ આપાવશે.



થોડાક દહાડા બાદ એક દિવસ બહારના એક સજ્જને એક ગજવાનો કેમેરા લાવી નન્દલાલને પોતાની છબી પાડવા દેવાનો આગ્રહ કર્યો.

આ પહેલાં નન્દલાલે કોઇ દિવસ એકલા છબી પડાવી નહોતી. એટલે આ છબી પણ કેલેન્ડર–પંચાગ અને છાપાઓમાં છપાશે એવું સાંભળી બાપડો ખૂબ બીધો. બંગાળી પેપરોમાં ચિત્તરંજન દાસ, સુભાષચન્દ્ર બસુ, કિરણશંકર રાય વિગેરે આગેવાનોની એવી એવી છબીઓ અપાઇ હતી, કે તેને લીધે નન્દલાલે વિચાર્યું કે નાહક તસ્દી લીધે લાભ શો ? લાંબા પહોળા શાહીના ધાબા નીચે પોતાનું નામ લખી દેશે તોપણ ચાલશે.

નન્દલાલ બાપડા પસ્તાઇને કહે, હવે પછી ૧૭–૨ કલમ મુજબ લીડર થઇને જેલ પધારે અને છ મહિના હોકાય તેની છબી અને જીવનકહાણી બહાર પાડવાનો રિવાજ નીકળ્યો છે એમ જાણત તો પહેલેથીજ છબી પડાવીને અને જીંદગી લખી કાઢીનેજ જેલ આવત !—મનમાં ને મનમાં નક્કી ઠરાવ્યું કે બહાર તો નીકળવા

થો, પછી છાપાંના કોલમના કોલમ જા.ખ.ને કોન્ટ્રેક્ટ ભાવે ભાડે લઇ સાત દિવસ સુધી ઉપરાછાપરી જીવનચરિત્ર અને છબી છપાવીશું.

મન્દિરનું શિખર સૌ કોઇને દેખાય છે, પણ હેઠ નીચે અંધકારમાં પડી રહી જે જીવ ભીતની ઇંટ બન્યા છે તેની વાત કોઇ વિચારતું નથી. પણ ના, નન્દલાલને એવા અન્યાયી ધારશો નહિ. જે સઘળા સ્વયંસેવકો પહેલવહેલા સ્વતંત્રતાના યુદ્ધમાં બહાર પડી જેલ આવ્યા તેનું જીવન કોઈ લખતું નથી એમ જોઈ નન્દલાલે તે કામ કરવાનો ભાર પોતાને માથે લીધો અને આગળ ઉપર વર્ણવેલા પેલા જીવનવૃત્તાંત લેખકને રસ્તે ચાલી કેટલાક સવાલો પૂછાવી મંગાવ્યા. બે જણાએ તેના જવાબ આપ્યા. બાકી બધા એટલા બધા સાત્વિક વૃત્તિવાળા નીકળ્યા, કે ના ભાઇ, અમારૂં ક્ષુદ્ર જીવન અમારે બહાર પાડવું નથી.

એક દિવસ મહાસંવાદ નીકળ્યો કે આ મહાત્મા ગાંધીનું (નોન—કો—ઓપરેશન) અસહકાર આવ્યું ક્યાંથી ? કોઇ કહે તેમને ટોલ્સ્ટોય પાસેથી મળ્યું છે; કોઇ કહે ગુજરાતી વૈષ્ણવ, એટલે તેમના જીવનમાંજ એ તત્વ ગૂંથાઈ ગયેલું. પણ નહિ, નન્દલાલે સપ્રમાણ સિદ્ધ કરી આપ્યું કે અસહકાર બંગાળની સંપૂર્ણ માલિકીની વસ્તુ છે. દોઢસો વરસ પર જ્યારે ઇસ્ટ ઇન્ડીયા કંપનીએ કાપડનો ઉદ્યોગ તોડી પાડવાનો પ્રયત્ન માંડયો હતો, ત્યારે તેનો જુલમ ન વેઠાવાથી વણકરોએ અંગૂઠાજ કાપી નાંખ્યો, કે જુલમ વેઠવો ન પડે. તે પછી દીનબન્ધુ મિત્રના " નીલદર્પણ " માંથી નદીયા, યશોહર વિગેરે જીલ્લાના ખેડુતોએ ગળીની રોપણીજ બન્ધ કરી દઇ નીલવરોના જુલમમાથી કેવી રીતે મુક્તિ મેળવી

હતી તે જણાઈ આવે છે. વળી આપણા કવિવર રવીન્દ્ર બાબુના લેખોમાં તો શબ્દે શબ્દે અસહકાર ગુંજ્યાજ કરે છે. અસહકારની સો વાતની એક વાત એ છે કે દુઃખ દ્વારા, આત્મશુદ્ધિ દ્વારા સ્વરાજ મેળવવું. સ્વામી વિવેકાનન્દે પણ કહ્યું છેઃ—

"સુખથી તો બધા પીગળે. દુઃખ પર પ્રેમ રાખે તેજ ખરો."

રવીન્દ્રનાથે ૧૩૨૧ (બંગાળી) સાલમાં ભાદરવા મહિનામાં લખ્યું હતું—

"હે ધનિક, નક્કી યાદ રાખજે કે તારા દુઃખનો પાર નથી. તારે પગે ચાલતાં સ્વર્ગે જવું પડશે અને હથિયાર વિના લડવું પડશે."

આ સ્થળે ચોકખો અહિંસાતત્વનો નિર્દેશ છે. બરાબર છે, વિના હથિયારે આપણે લડવું પડશે. રવીન્દ્રનાથે વળી 'ગોરા'માં બચાવ નહિ કરવાની પદ્ધતિનો ખ્યાલ આપી દીધો છે. પોલિસના જુલમ અટકાવવા ગોરા મુકર્દમામાં પડયો પણ સરકાર પર શ્રદ્ધા નહિ એટલે તેણે બચાવજ કર્યો નહિ. એટલે ગોરાની યુક્તિ તે અસહકારીઓએ ચોરીજ લીધેલી છે. વળી ચોખેર વાલીમાં એક સ્થળે મહેન્દ્ર કંઇક વાંચી સંભળાવે છે—અને પુત્રપ્રેમી મા રાજલક્ષ્મી સમજાતું નથી છતાં દીકરાના માન ખાતર તે તુરકી ભાષાનું હશે એમ ધારી સાંભળે છે—એમ રવિબાબુએ કહ્યું છે. ઓહો, દુનિયામાં આટઆટલી ભાષા હોવા છતાં તુરકીનોજ કેમ ઉલ્લેખ આવ્યો? કારણ, ખિલાફત! ખિલાફત! અહિં આપણા આ ખિલાફત સંગ્રામના ભણકારા છે. અને પંજાબના જુલમ બાબત તો કવિ કેટલું બધું લખી ગયા છે—અરે શીખો પર જુલમ થયો છે એમ પણ કેટલું

બધું આગળથી ભવિષ્ય ભાખી ગયા છે, તેની દુનિયાને ક્યાં ખબર છે? જુઓની એની કવિતામાં બે ત્રણ લીટીમાંજ જલિયાનવાલા બાગનું કેટલું આબેહૂબ ચિત્ર છે!—

પંચ નદીર તીરે—ભક્તદેહેર રક્તલહરી
મુક્ત હઇલ કિરે?

( પાંચ નદીઓને કિનારે ભક્તશરીરનાં લોહી કેમ છૂટ્યા ? )

સરકારી માનચાંદના ત્યાગનો તો રવિબાબુએ નાઇટની પદવી તજીનેજ રસ્તો બતાવેલો. અને કર-અટકાવ પણ તેનીજ પ્રજાએ કરી દેખાડ્યો છે.

ઘણાક ધારે છે કે મહાત્માજીએજ રેંટિયાની વાત પહેલ વહેલી સૂઝાડી. ૧૯૧૭ની સાલમાં બંગાળ પ્રાંતિક પરિષદની બેઠકમાં પ્રમુખસ્થાનેથી શ્રી ચિત્તરંજન દાસે રેંટિયાની વાત સાફ સાફ બોલી બતાવેલી--રેંટિયા વિના આપણો ઉદ્ધાર નથી એમ કહ્યુંજ હતું. વળી અમૃતસર મહાસભા વખતે તો ગાંધીજીજ સુધારાનો લાભ લેવાની અને સહકારની વાતો કરતા હતા, અસહકાર તો દાસ બાબુએજ સૂચવેલો. અને મત લેતાં દાસ બાબુનીજ જીત થઇ હતી.

રાષ્ટ્રીય શાળાઓ કાઢવી—વણવા કાંતવાનો પ્રચાર કરવો, વિલાયતીનો ત્યાગ, હડતાળ અને ઉપવાસ બધું બંગાળીઓએ ઇ૦ સ૦ ૧૯૦૬માં કરી બતાવ્યું હતું. આ બધાં કારણોથી ચોકખું સિદ્ધ થાય છે અને એ બાબતમાં કોઇને શક નહિ રહે કે અસહકારની ચળવળમાં એવું કશું નથી, કે જે બંગાળીઓએ નથી આપ્યું કે નહોતા જાણતા.

હં! આ ભાષણ સાંભળી એકદમ બધાની આંખો ઉઘડી.

આટલા દિવસ જે બંગાળ હિન્દુસ્તાનને તમામ પાઠ પહેલવહેલા શીખવતું આવ્યું છે, જે બંગાળ વિષે ગોખલે સાહેબ કહે કે What Bengal thinks today India will think to-morrow— (આજે બંગાળને સૂઝે તે કાલ હિન્દુસ્તાનને ગળે ઉતરે) તે બંગાળા આ આજકાલના અસહકાર માટે ગુજરાતનું દેવાદાર નથીજ એવું જાણી બધાંના હૈયાં ઠંડા થયાં. બધા નન્દલાલ બાબુની બુદ્ધિમત્તા પર આફ્રીન પોકાર કરવા લાગ્યા.



* * *

# * દૈનિક જીવન * નાં * કંઈક ચિત્રો *

* * *

અલિપૂર જેલ સ્વરાજ આશ્રમ થઇ પડી છે. કોઇ સાધક ગ્રંથ લખે છે, કોઇ ધ્યાન કરે છે, કોઈ ધર્મગ્રંથ વાંચે છે. કોઇ હાથ જોઇ ભવિષ્યવાણી ભાખે છે, કોઇ ચોટલી-શિખાબંધનનો મહિમા ગાતું ફરે છે અને કોઇ રમ્યાજ કરે છે! મૂંગા વાચાળ થયા છે, પાંગળા પહાડ ઓળંગવા લાગ્યા છે, સૂકાં ઝાડ ખીલી નીકળ્યાં છે, ગંગામાં રેલનાં પાણી ઉભરાયાં છે—જેલમાં કરેલી સાધનાના એવા એવા પ્રભાવ! જેણે કોઈ દહાડો પણ મા સરસ્વતીનો વિચાર સરખો કર્યો નથી, તેઓ પણ સાહિત્યની સૂક્ષ્મ ચર્ચામાં મશગૂલ બન્યા!

બારીસ્ટર શ્રી વીરેન્દ્રનાથ શાસમલે કાયદો તજી અમારી ભાષા-તત્વની ચર્ચામાં ડોકીયું કર્યું. તેણે Apology ( એપોલોજી ) થી સતોષ ન પામતાં નાકોલોજી નામનો શબ્દ સરજ્યો: અર્થાત નાક-લીંટી તાણી ક્ષમા યાચવી તેનું નામ તે નાકોલોજી. એક ગૌરવર્ણે ભાઇ ધીમે ધીમે બાવળની ગાંઠ જેવા બનતા જતા; મેં કહ્યું એના શરીરમાંથી જાણે રક્તનું આભ પ્રસરે છે. વીરેન્દ્ર બાબુ કહે; મારૂંયે કક્તનું કાભ ફૂટે છે. રંગીન માણસનું રક્તનું આભ હોય તો કાળા માણસનું કક્તનું કાભ હોયજ એ એલ્જીબ્રાનો નિયમ છે.

માત્ર ભાષાતત્વનું શ્રાદ્ધજ નહિ પણ સેંકડો પ્રકારનાં કાવ્યો રચવામાં પણ વીરેન્દ્રબાબુ એક્કો હતા. હલવો, ટોસ્ટ વિગેરે વિષયો પરની કવિતા તો એમનીજ. અહા, ગ્રે સાચુંજ કહી ગયો છે. " કંઇ કંઇ કાળીદાસો પત્થર તળે દબાયેલા પડ્યા હશે. "

ફરીદપૂરના એક આગેવાને કોનો ત્યાગ સૌથી શ્રેષ્ઠ તેની ચર્ચા ઉપાડી. તેણે મને બીજા વર્ગમાં હડસેલ્યો. સુભાષ, કિરણબાબુ વિગેરે વિલાયત જઈ આવેલા એટલે તેમને ફર્સ્ટ ક્લાસનું માન મળ્યું. મને ફર્સ્ટ કલાસમાં બેસાડવા મેં તેની બહુ બહુ ખુશામદ કરી. પણ તે કહે, વિલાયત નહિ જઇ આવો, ત્યાં સુધી કંઈ નહિ વળે. મેં કહ્યું પહેલેથી ખબર આપવી હતી, તો વિલાયત જઇ આવ્યા બાદજ અસહકાર કરત. તેણે કહ્યું, દૂધે ધોયેલાં નસીબ જોઇએને; વિલાયત જઇ આવ્યા બાદ કંઇ અસહકારી થવાનું રસ્તામાં પડયું છે ? નસીબ જોઇએ નસીબ !

વિલાયત પર તેમની એટલી ભક્તિ જોઇ એક વાત ખાસ યાદ આવી. પૂર્વ બંગાળના એક પંકાઈ ગયેલા સરકારી નોકરે એક

વેળા એક અસહકારી કાર્યવાહકને કહેલું “ આ તમે શું ઉકાળવાના ? પહેલા બોમ્બ પાર્ટી ગોઠવીને બે ચાર પીસ્તોલ અને એક બે બોમ્બ વતી આવી સજ્જડ ઠસી ગયેલી ઈંગ્રેજ સરકારનો નાશ કરી નાંખવા નીકળ્યા હતા ? ને તેમાં ઈંગ્રેજને તો કાંઈ થયું નહિ, અને તમારૂં ભવિષ્ય બગડયું ! એક વાર એ તો વિચારો કે ઈંગ્રેજ ચાલ્યા જાય તો તમારા શા હાલ થાય ?—મોટા અસહકાર કરી ગોરાઓને હંકાવવા નીકળ્યા છોતે ! આવી રેલગાડી, ટેલિગ્રાફ, વહાણ ક્યાંથી લાવશો ? બંગાળીના ભેજાંમાંથી શું ધૂળ નીકળશે કે પત્થર ? અને ઈંગ્રેજ—અહા કેવા દયાના સાગર ! ! આ હું એક વાર સ્હેજ માંદો પડયો તો કમિશનર સજોડે મારી ખબર પૂછવા આવ્યો—કહે, Old chap, I am sorry you are ill દોસ્ત, તું માંદો પડયો તેથી દિલગીર છું ! જુઓ તેને કેટલી બધી લાગણી થઈ ! અરે એની મેમસાબે તો મારે કપાળે ભીનો પાટો પણ બાંધ્યો. આવા સારા માણસોને તમે હાંકી કાઢવા ઇચ્છો છો ? હનુતારી ! ! ! ”

ઈંગ્રેજ અને તેના વિલાયત પર આપણા બધાની આવીજ એક જાતની છૂપી પ્રીત મનના ભીતરમાં સંતાઈ-લપાઈ રહેલી છે —ઈંગ્રેજના રાજનો પાયોજ એ ઠેકાણે અંધારામાં છૂપાઇ રહેલો છે.

એક દિવસ અચાનક જેલમાં હોકારો પડયો, કે ભારત માતાએ જાતે નીમેલા વાલીઓની સભા થશે. એમ ખબર આવી, કે હિન્દ-મૈયાનું વીલ જડી આવ્યું છે—તેની અન્દર ગરીબ બાપડી ભારત-દેવીના બધા વાલીના નામ છે—તેમાંની એક બે મૂર્તિ જેલમાં પણ છે. તેમનીજ ઉપર આખા દેશને ઉદ્ધારવાનો અને બચાવવા કરવાનો ભાર છે—ખાવા ન્હાવાની પુરસદ શાની ? કોણ શું ખાય છે, શું

પહેરે છે, શાસ્ત્ર મુજબ ચાલે છે કે નહિ, દેશના ઉદ્ધારનો સવાલ વિચારે છે કે નહિ, એ બધી તપાસનલાશ કરવાનો ભાર આમને માથે—એ ફરજ એમની. આપણે બધા ભારતમાતાની જય તો પોકાર્યા કરીએ પણ કોઈ દહાડો ભારતબાબાનું કહ્યું માનવાનો વિચાર કીધો છે? ભારતબાબા આજ સો વરસથી માર્યા ગયા છે—આપણી પિતૃભાષામાં તે જે બધા બોધ, ઉપદેશ દઈ ગયા છે તે આ નીમેલા વાલીઓ દેશના બેટાઓ પાસે પળાવશે, અને તે જો પળાયા તો બસ, દેશના ઉદ્ધારમાં ઢીલ કેવી? આ વાલીઓની યાદિમાં નન્દલાલનું નામ હતું તે ભૂલવું જોઇતું નથી.

નન્દલાલ બધાને કહેતા ફરે—

હું ના યત્ન કરૂં ભલા,

કોણ બચાવે દેશ?

એટલે બધા કહે—

વાહ, વાહ, વાહ, શું રૂડો વેશ!

વળી—

એથી જીવનો જાગતો

બચ્યો નન્દનો લાલ.

એટલે બધા કહે—

વાહરે દુલારા તમે,

જીવજો અનંત કાળ!

* * *

ચટ્ટગ્રામ પરિષદની પણ એક બડી ધાંધલ મચી. સર્વન્ટ પેપરના ખબરપત્રીએ તારથી જણાવ્યું કે સર અસુતોષ ચૌધરી

અને વ્યોમકેશ ચક્રવર્ત્તીએ જમીન પર બેસી બધાની પ્રાર્થનામાં ભાગ લીધો હતો,—બસ, ખલાસ; સ્વરાજ મળવા સમ્બન્ધે અમને હવે કશો શક રહ્યો નહિ. વહાણમાંથી નીચે ઉતર્યા બાદ વેણીદરોગાના હુકમ મુજબ ચટ્ટગ્રામમાં કોઈએ વન્દેમાતરમના અવાજો કર્યા નહિ, તેમજ સરઘસ કાઢી "પ્રમુખ" ને ખેંચી ન ગયા; ત્યારે સમજણ પડી ગઈ, કે દેશના લોકોમાં હવે તાલીમ-કહ્યાગરાપણું ૧૪૪ડિગ્રી સુધી આવી ગયું છે એમાં શક નથી. ઇ. સ. ૧૯૦૬ની સાલમાં બારિસાલ કોન્ફરન્સમાં સુરેન્દ્રનાથ બંદોપાધ્યાય, ભૂપેન્દ્ર બસુ, બિપિન પાલ, કૃષ્ણકુમાર મિત્ર વિગેરે લાકડીનો માર ખાતા ખાતા પણ એ માતૃમંત્ર ભણતા સરઘસમાં આવી મંડપમાં પધારેલા. આ સોળ વરસના ગાળામાં દેશ કેટલો આગળ વધ્યો—તે બારીસાલ અને ચટ્ટગ્રામની બેઠકોની સરખામણી કરવાથી સમજાશે. બારડોલીના ઠરાવ મુજબ દેશ આટલી સરસ રીતે વર્તી શકશે, એવી સફળતાની તો તેના કર્તાએ સ્વપ્ને પણ આશા ન રાખી હોય. શ્રીમતી હેમપ્રભા દેવીનો સ્વયંસેવક જાહેરનામા વિરૂદ્ધ યુદ્ધ પોકારવાનો ઠરાવ દાબી દેવામાં આવ્યો—કારણ, તે પસાર થાય તો કેટલાયે મુંગા કાર્યકર્તા પર આફત વરસે. જેલ જવાની ધામધૂમમાં સાચું કામ અટકી જાય. બારડોલીના ઠરાવની અવગણના થાય એમ ધારી એ વાતને કોઇએ કાન પરજ લીધી નહિ.

ચટ્ટગ્રામ પ્રાંતિક સમ્મેલનની પ્રમુખાણનું ભાષણ વાંચી શ્રીમાન નન્દલાલના ઉકળાટનો પાર રહ્યો નહિ. ભાષણ પર એક જોરદાર કડક ટીકા લખી તે બધાને વાંચી સંભળાવવા લાગ્યો. નન્દલાલની ટીકા નીચે આપું છું તે ધ્યાનપૂર્વક વાંચવી:

## બંગાળ પ્રાંતિક પરિષદની ચટ્ટગ્રામની બેઠકઃ

## પ્રમુખપણુના ભાષણ પર ટીકા.

રવીન્દ્રનાથ, અસુતોષ, અખિલચન્દ્ર, ફ્ઝલૂલ હક, બિપિનચન્દ્ર વિગેરે મહાપુરૂષોએ જે ખુરસી દીપાવેલી તે ખુરસી પરથી થયેલું આ ભાષણ તે ખુરસીને જોખ તો આપે છે. આપણા એક ભરોંસાપાત્ર આગેવાનના શબ્દોમાં જણાવીએ તો આ ભાષણે અસહકારની ચળવળને છેક છેલ્લો કાતિલ મૃત્યુ જખમ કરી દીધો છે—has dealt final death blow. ખરૂં જોતાં બારડોલીના ઠરાવ પછી અસહકાર જીવવાની જે થોડી ઘણી આશા હતી તે પણ ચટ્ટગ્રામે ધૂળ મેળવી. ચોકખે ચોકખી ધારાસભામાં જવાની વાત નીકળી. ધારાસભામાં લોકો આ અસહકારના આગેવાનોને મોકલશે કે? તેમણેજ તો પહેલાં લોકને ધારાસભાના બહિષ્કારનો ઉપદેશ આપેલો. હવે ધારાસભામાં જઇ ઘણા તો પ્રધાનપદ ધારણ કરશે. પણ જેમણે હમ્મેશને માટે ત્યાગનું વ્રત લીધું છે, તેઓ તો જ્યાં અંધારામાં છે ત્યાંજ રહેશે. કારણ તેમનાથી બાપડાથી કંઇ ધારાસભામાં પેસાવાનું છે? વળી કોંગ્રેસની વિરૂદ્ધમાં સરકારે સ્વયંસેવકો વિષે ચોકખું ને ચટ જાહેરનામું બહાર પાડયું છે. પણ ઉશ્કેરણીથી દેશ મહાન નહિ થાય. ઉશ્કેરણીના ગોદા વડે લોકો જેલ ગયા છે; તેમણે જેલમાં રહીને પ્રાયશ્ચિત કરવું એ ઠીક છે. હાલ આપણું કામ બહાર છે. દેશજનોએ દેશબન્ધુ આદિ આગેવાનો જેલમાં છે એમ તદ્દન ભૂલીજ જવું જોઇએ—કારણ એવું બધું યાદ રાખ-

વાથી અભણ પ્રજા બાપડી ઉશ્કેરાશે, અને તેથી મુંગા સંગીન કામને ધોકો પહોંચશે. એટલે એ જાહેરનામા વિરૂદ્ધ માથું ઉચકવું સલાહભર્યું નથી. પ્રમુખણે બંગાળાના સ્વમાનની વાતો કરી છે —પણ આખા હિન્દુસ્તાનના સ્વાર્થ આગળ શું બંગાળાના આત્મસન્માનનું બલિદાન દેવા બંગસંતાનો તૈયાર નથી ? છે, છે, ને છે.

છેવટની કવિતામાં મહાત્મા ગાંધીનું અપમાન કર્યું છે. કહે છે કે " કહે ગાંધી, જો બન્દી થાય " ! કવિનામાં એટલીયે અક્કલ નથી કે મહાત્મા શબ્દ ગોઠવીને કવિનાનો છન્દ ધાટસર બેસાડે. વળી જાણે મહાત્મા જેલ પૂરાય તેમાં આપણે શું ! એવો સૂક્ષ્મ ભાવ પણ અન્દર છે. વળી બેએક લીંટી પછી કહે છે—

જે જવાનું હોય તે જાય,<br>
તું રટ, "આપણો નાશ ન થાય."<br>
બોલ હું પુરૂષોત્તમ હું હું બળધર<br>
હમ્મેશા છું હું દુર્જય.

વિગેરે.

આવા પોતાનો બચાવ કર્યા કરનારા અને પોતાના વખાણમાં મચ્યા રહેનારા આગેવાનો વડે કંઈ વળવાનું નથી. આથીજ આગ્રહ કરૂં છું કે દેશના લોકોએ આ પ્રમુખણના ભાષણને ગ્રહણ ન કરવું.



* * *
* હરિલાલ ગાંધી
* પકડાયા—
* * * * * *

# હરિલાલ ગાંધી પકડાયા—

મહાત્મા ગાંધીના મોટા પુત્ર શ્રી હરિલાલ ગાંધીની પરહેજ-ગીરીનો ઇતિહાસ બહુ રસિક અને જાણવા જેવો છે. તેઓ અત્યારે ધંધાધાપાને અંગે કલકત્તા રહે છે. એમની દુકાન બડાબજારમાં છે. જે દિવસે સ્ત્રીમંડળની સાથે પકડાઇને હું બડાબજારની ચોકી પર આવ્યો ત્યારે હરિલાલ અમને સૌને મળવા આવેલા. વાતમાં ને વાતમાં એક અમૂક વાત ગાંધીજીને પૂછાવવા બાબત મેં સૂચવ્યું; એટલે કહે, “ એમાં એમને તે શું પૂછાવે? હાસ્તો, બાપુ મારા પિતા નથી શું? એ કહે તેમ કર્યું, એટલે થયું.” એ વાત તા૦ ૭મી ડીસેમ્બરે બની.

૧૦મી ડીસેમ્બરને શનિવારે સ્ટાર થીયેટરમાં એક નવો નાટક બહાર પડયો હશે, તે હરિલાલે જોવા જવાનું કર્યું હતું. પોતાના ભાગીયાના ખાસ આગ્રહથી પૈસાટકા લઈ હરિલાલ નાટક જોવા જવા બહાર પડયા. પણ તેને નાટક જોવા જતાં પૂર્વે મૌલાના આઝાદને મળવા જવાનું હતું.

મૌલાનાને ઘેર જઇને જુએ છે, તો તદ્દન શૂનકારમય અંધારૂં વ્યાપી રહેલું હતું. તુરત ખબર મળી, કે મૌલાનાને હમણાંજ પકડીને લાલબજાર લઈ ગયા. લાલબજાર જતાં રસ્તે મૌલાનાના ખાનગી મંત્રીએ કહ્યું, કે દેશબન્ધુ દાસ વિગેરેએ પણ સરકારની મહેમાનગીરી સ્વીકારી છે.

નાટક નાટકને ઘેર રહ્યો, અને હરિલાલ તો ઘેર પાછા ફર્યા. મહાત્માજી અને બીજાંઓને વિદાયના કાગળો લખી કાઢયા, કે કાલે હું પકડાઇશ. બાહ્યબંધમિત્રો પાસે પણ વિદાય લીધી. ઘણાએ મુંબાઈ જઇ ત્યાંથી પકડાવાની સલાહ આપી; પરંતુ હરિલાલે તો કલકત્તામાં જ પકડાવાનું નક્કી કર્યું.

૧૧મી ડીસેમ્બરે રવિવાર હતો. તે દિવસે પગથી માથા સુધી ખાદીના વેશમાં સજ્જ થઈ એક બગીમાં બેસી હરિલાલ લાલબજાર દોડયા. થોડાજ દહાડા પહેલાં, સારજંટને હાથે બોમ્બલના માર ખાવાની વાત સાંભળીને હરિલાલે બ્હીકથી એક સરસ કાશ્મીરી શાલથી અંગ ઢાંકી દીધેલું.—આજે લાલબજાર જઈ એક સારજંટને કહે છે, હું સ્વયંસેવક છું,—પકડાવા આવ્યો છું; મને પકડો.

સારજન્ટે નામ પૂછતાં હરિલાલે પોતાનો છાપેલો કાર્ડ તેના હાથમાં મૂકયો.

પછી નીચે મુજબ ઇંગ્રેજીમાં વાતચીત થઇ.

સારજન્ટ—પેલા ગાંધીનો તું કંઇ સગોવગો લાગે કે ?

હરિલાલ— સ્હેજસાજ.

સારજંટ—શું વારૂ ?

હરિલાલ—એ મારા બાપ થાય.

સારજંટ—હેં ? ખરેખર ? જા, જા, શું બનાવગીરી કરે છે ?

હરિલાલ—સાચું કહું છું.

સારજન્ટ—જા, જા, તારા જેવા જુવાનને વળી કેદ કેવી ? ઘેર જા ઘેર.

એટલામાં તો બીજા સારજન્ટોની ભીડ જામી. ગાંધીજીનો પુત્ર જાતે પકડાવા આવ્યો—સમાચાર સાંભળી લોકો હોહો કરતા ભેળા થવા લાગ્યા. પોલિસનો વડો અમલદાર આવી લાગ્યો. તે કહે, તું અહિં કેમ આવ્યો ? તારા પોતાના થાણાએ જા. પેલો દરવાજો —તારે સારૂ ખુલ્લો છે, જા જલદી રસ્તો માપ.

હરિલાલ—પણ હું તો પકડાવા સારૂ આવ્યો છું. મને શાંતિથી લઇ લ્યો તો ઠીક. નહિ તો લોકો જામશે અને નાહક હોહા થશે.

ટેલિફોનથી બડાબજારની ચોકી પર ખબર આપી કે ગાંધીનો છોકરો આવે છે તેને પકડજો. હરિલાલ બડાબજાર દોડયા. પણ કોટવાળ સાંભળેજ શાનો ? ત્યાંની ચોકીના ઇન્સ્પેકટરે કાઢી મૂકયા, કે પાંચ જણ વગર અમે નથી પકડતા. જો પાંચ સ્વયં-સેવક લઇને ચિતપૂરરોડથી બડાબજાર તરફ હડતાળ પાડવાનો ઉપ-દેશ દેતા આવશો, તો તમને પકડીશું.

ઠીક. હરિલાલ હવે ખિલાફત ઓફિસ તરફ દોડયા. સાંજ પડવા આવી હતી. ખિલાફત ઓફિસમાં કોઈ નહોતું. થોડાક દહાડા પરજ પોલિસ આવી ત્યાંથી જડતી લઇ ગઇ હતી અને તાળાં આવી મારી ગઈ હતી. એક દુકાનદારે ખબર આપી, કે ખિલાફત ઓફિસ તો હવે કેનીંગ સ્ટ્રીટમાં ગઇ છે. હરિલાલે કેનીંગ સ્ટ્રીટ ભણી ચલાવ્યું. પણ ત્યાં તો કોઇનો પત્તોજ ન લાગ્યો; એટલે પછી મહાસભાની ઓફિસે જવું પડયું. અત્યાર સુધી હરિલાલે કોઇ દિવસ મહાસભાની ઓફિસમાં પગ પણ મૂક્યો નહતો—ઠેકાણું માંડમાંડ ખબર હતું; તે આ તકે ઉપયોગમાં આવી ગયું. ઓફિસ તે વેળા બન્ધ થઈ ગઈ હતી. કેટલાક સ્વયંસેવકો આસપાસમાંજ ટહેલતા હતા. તેને હરિલાલે પૂછયું, ઓફિસવાળાઓ કોઇ છે કે નહિ, મારે મળવું છે. હરિલાલની શાલ બાલ જોઇ પેલા ભારતપુત્રોને ચોક્કસ શક આવ્યો કે આ સી. આઇ. ડીજ—છૂપી પોલિસજ હોવો જોઇએ. તેમણે કેટલાક સવાલો પૂછયા, પણ હરિલાલે કંઇ બરાબર જવાબ આપ્યા નહિ. માત્ર એમ કહ્યા કર્યું, કે ચાલો તમે મારી સાથે પકડાવાને રાજી હો, તો આપણે પાંચ જઇએ. આથી તો બધાનો વહેમ મજબૂત થયો, કે આ કોઇ હનુમાનજીજ છે. તેમણે કહ્યું, આજે તો પકડાવાનો વખત હવે પૂરો થઇ ગયો. પાંચ વાગ્યા પછી પકડાવાને બહાર પડવાનો નિયમ નથી—તમે કાલે આવો.

એક બગી ભાડે કરી હરિલાલ દોડયા સર્વન્ટ પત્રની ઓફિસ તરફ. પેલા જુવાનિયાઓએ બીજી વિકટોરિયા કરી તુરત તેનો પીછો પકડયો. સર્વન્ટ ઓફિસમાં જઇ હરિલાલ બેઠા છે, એટલામાં બેએક જુવાનિયાઓએ આવી શ્યામસુન્દર ચક્રવર્તીજીને દૂર બોલાવી

કાનમાં કહ્યું કે " આ માણસ હનુમાનજી છે—છૂપી પોલિસ. માટે ધ્યાન રાખજો " શ્યામસુન્દર બાબુ અને બીજા કેટલાક જેમને કાને વાત સહજજ પડી ગઇ તેઓ ખડખડાટ હસી પડયા. શ્યામબાબુ કહે કે જાઓ, જાઓ, ગાંડાઓ! એ તો મહાત્માજીના પાટવી કુંવર છે. પેલા જુવાનિયાઓનો ચહેરો કેવો જોવા જેવા થયો હશે તે વાંચનારે કલ્પી લેવું. આખરે હરિલાલની સાથે પરહેજ થવાનું બાપડાઓને કબૂલવું પડયું, અડધો કલાકનો તેમણે વિસામો માંગ્યો, કે ઘેર જઈ જરા મળી આવીએ.

સર્વન્ટની ઓફિસમાં પોલિસ અદાલતવાળા વકીલ કેદારેશ્વર ગાંગુલિ વકીલાત છોડી દેવી કે નહિ, તે ચર્ચા કરતા હતા, પણ હવે તે ચર્ચાજ છોડી દેવી પડી; હરિલાલની સાથે તેણે પણ જવું એમ ઠર્યું. શ્યામબાબુ હરિલાલને કહે, નાહક પકડાઇને શું કરશો ! કામ કરનારાઓના તો વાંધા છે.—લ્યો તમને કામ સોંપું. થવું છે બડાબજાર કોંગ્રેસ કમિટીના મંત્રી ? અરે, પ્રમુખ કે ઉપપ્રમુખ જે થવું હોય તે,—ચાલો ગોઠવી દઉં !

તે વેળા શ્યામબાબુ એકેમને ડોક્ટર–સરમુખત્યાર હતા. પણ હરિલાલ જેવું નામ ? ઇન્દ્ર છળ કરવા આવે, તેથી ખરો તપસ્વી કંઇ ચળે ? તેણે તો એ વાતની ચોકખી ના કહી. બીજી બાજુ પેલા જુવાનિયાઓ તો કંઇ આવી પહોંચ્યા નહિ અને હરિલાલ તલપાપડ થવા લાગ્યા, કે બધાની પાસે વિદાય લઇને આવવા છતાં આજે હું પકડાયો નહિ. આખરે રાતના આઠને શુમારે ત્રણ જુવાનિયા આવ્યા. એક બગી કરી હરિલાલનું સરઘસ ઉપડયું. ચિતપૂરના વળાવા આગળ ગાડી થોભાવી હારબંધ બજાર તરફ

ગયા. એટલામાં ૫-૬ સારજન્ટ થાણા તરફથી આવતા માલમ પડ્યા. તેમને જોઈ હરિલાલે કેદારબાબુને કહ્યું, ચાલો હવે કરો હડતાળ પર વ્યાખ્યાન. બન્નેએ હડતાળ બાબત ભૂમરાણ કરતાં, ભૂખાળવા વાઘ પેઠે પેલા સારજન્ટોએ તેમને ચોબાજુથી ઘેરી લીધા. એટલે હરિલાલ કહે " તથાસ્તુ ! તથાસ્તુ ! "

પણ બડાબજાર ચોકી પરના પોલિસ અમલદાર ગાંધીજીના છોકરાના નામ પર ગમે તેવા મિથ્યા આરોપ મૂકતાં ખૂબ અચકાયા. આખરે, ન છૂટકે ઇન્સ્પેક્ટરને પોતાનું પેટ પોષવા લખવું પડ્યું. ખૂબ સરભરા કરીને હરિલાલને લાલબજાર મોકલ્યા. ત્યાંથી પ્રેસીડેન્સી જેલમાં લાવી તપાસ ચલાવી તેને સારૂ ૭ મહિના મોસાળવાસો નિર્માણ કર્યો. નાદુરસ્ત તબીયતને લીધે હરિલાલનું શરીર ખૂબ બગડ્યું—૭ મહિનામાં પોણો મણ ઘટી ગયું. આટઆટલી મહેનત કરી બાપડાએ જેલ મેળવી—પણ જશમાં તો જૂતિયાંજ. એક હિતેશરી આગેવાને જેલમાં એને વિષે કહેલું કે એણે પોતાના બાપનું નામ લજવ્યું છે. પણ બિચારો કરે શું ? બાપ છોકરાને નાવારસ ઠેરવે, તેનાથી કંઇ બાપનું નામ છોડી દેવાવાનું હતું ? ભોગ બાપડાના ! મહાત્માનો છોકરો થયો, એટલે બધા એને એટલી નાની ઉમ્મરમાંજ મહાત્મા બનાવી દેવા માંગે, તેમાં શું વળે ? પણ રવિવારજ અપશુકનિયાળ છે. તે દિવસે પકડાયા, તેથીજ હરિલાલની આવી દશા થઇ. આટલી ઉમ્મરમાં છ છ વાર જેલ ભોગવવા છતાં હરિલાલ કયાં ?—તો કે જ્યાંના ત્યાં ?



* * *

# કિરણ ને અરવિન્દ

* * *

વિલાયત એઠાં એઠાં કિરણ બાબુ અસહકારની ચળવળ વિરૂદ્ધ ખૂબ વાદવિવાદ ચલાવ્યા કરતા. બેરિસ્ટરીની પરીક્ષામાં પાસ થઇ કલકત્તે આવ્યા, એટલે બધા અસહકારી આગેવાનોની મુલાકાત લેવા માંડી. તે વેળા દેશબન્ધુ ગામડે ગયેલા. એક શ્રદ્ધાળુ ભાવિક નેતાએ કહ્યું, પરશુરામે મંત્રબળે એક મિનિટમાં એક લાખનું લશ્કર તૈયાર કરેલું, એ વાત પર વિશ્વાસ ન બેસતો હોય તો આ ચળવળમાં ભાગ લેવોજ નહિ. બીજા એક કાયદાબાજ (વકીલ) નેતાને ઘેર જતાં, કોઇએ તેને બેસવાનું પણ કહ્યું નહિ અને પેલા નેતાજી તો પાસે

પડેલા ટેબલ પર લાંબા ટાંટિયા કરેલા તે નચાવવા લાગ્યા. તે જોઈ કિરણબાબુએ મનમાં ગાંઠ વાળી, " આમની સાથે તો છૂટા છેડાજ રાખવા પડશે. એ આપાણું કામ નહિ મળે. "

પણ નસીબમાં લખેલા લેખ કંઈ ટાળ્યા ટળવાના હતા? દેશબન્ધુ ગામડેથી આવ્યા, એટલે સુભાષચન્દ્ર સાથે કિરણબાબુને ઝુંસરીમાં જોડી દીધા. તેમને મહાસભાના કેળવણીખાતાનો ભાર સોંપી દેવાયો. આ કામ તે ખરેખર હોંશિયારીથી ચલાવતા હતા. એવામાં " બાંગલાર કથા "માં એક રાજદ્રોહસૂચક લેખ લખવા સારૂ તેમને હાથકડી પડી. જે દિવસે એ લેખ છપાઈ બહાર પડયો, તે દિવસેજ હું પકડાયેલો. પ્રિન્ટર, પબ્લીશર ( મુદ્રક-પ્રકાશક ) તરીકે મારૂંજ નામ હતું. પણ દયાળુ નામદાર સરકારે, મને છ મહિના મળી ચૂકયા છે એમ જોઈ જાળમાં બીજી માછલી પકડી-શ્રી અરવિન્દ મુખોપાધ્યાયને છાપનાર તરીકે ઠોકી બેસાડયા. બંન્ને જણા પકડાઇને પધાર્યા.

કિરણબાબુની તપાસ ચાલી ને સજા થઈ તે પહેલાં ત્રણ મહિના અટકમાં તેઓ અમારી સાથે રહ્યા. તેમના રંગરસના અભાવે અમારૂં જેલજીવન મહા કપરૂં થઇ પડત, એ નિર્વિવાદ છે.

જેલમાં દાખલ થતાંજ દરવાજે મારી સાથે મુલાકાત થઈ. પહેલ વહેલી વાત કિરણબાબુએ શું પૂછી તે જાણવું છે?—કે અહિં દાઢી બોડવાની કંઇ વ્યવસ્થા છે ખરી કે કેમ? તે ન હોય તો તો અહિંથી ભાગી જવું પડશે.

કિરણબાબુ હાવકે ચહેરે અમારા વડીલ—મુરબ્બી—થઇ બેઠા. અને કારણસર હોં! જ્યારે પોતે પ્રેસીડેન્સી કોલેજમાં પ્રોફેસર

હતા ત્યારે મારા મોટાભાઇ ત્યાં ભણતા. સુભાષચન્દ્ર પણ તે કોલેજમાં આવ્યા ને પહેલાં થોડાક દિવસ પરજ ડિગ્રી લઈ બહાર પડેલા. મોટા લોકોની સાથે સગપણ સંબંધ હોય કે ન હોય, છતાં સૌ કોઈ તે ખોળી કાઢવા મથે છે; ને પ્રમાણે સુભાષનેયે પોતાનો કહેવડાવવાનો ઘણા દાવો કરતા. સુભાષે આઈ-સી-એસ છોડી દઈ અસહકારને અપનાવ્યો એટલે તેને ખરેખોટે પણ પોતે ઠેકાણે આણ્યાની દરેક જણ ડંફાસ મારે અને જેનો ખરેખરો હક તે કંઈ બોલે નહિ. વળી ગરીબ સમ્બન્ધીને કોઈ સગાં તરીકે કબૂલે છે ? પણ ના, જુઓ કિરણબાબુ. તેમણે તો રીતસર અમારી સાથેનો સંબંધ કબૂલ કર્યો. વળી દેશ-બન્ધુના તો કિરણબાબુ ખરેખરા સગા થાય—દૂરના ભાઇ લાગે. એટલે, અમારાથી મોટા તો ચારપાંચ વરસેજ હતા છતાં તેમને " બાબાજી " કહી બોલાવવામાં અમને વાંધો નહોતો. પણ બીજું એક બારે રસિક કારણ પણ હતું. કિરણબાબુ પહેલાં પણ એક વાર વિલાયત ગયેલા—તે વેળા મહાત્મા ગાંધી તેમનાજ ઘરના એક ભાગમાં રહેતા. ને વેળા એક મહિનો તેમણે કિરણબાબુ પાસે બંગાળી વાંચવા માંડેલું અને બંન્ને એકજ વહાણમાં બેસી દેશ આવેલા. કિરણબાબુ પોતાના ચેલાનું નામ લઇ ગજ ગજ છાતી ફુલાવતા અને બધા પર મહેરબાની દાખવી કહેતા, બંગાળી તો નહિ શીખવી શકાયું, પણ ચરિત્ર તો મેં ઘડી આપ્યું છે, સમજ્યા ?

પણ પોતાના ચેલાથી તેઓ એક બાબતમાં જૂદો મત ધરાવતા.—અહિંસાનીતિ દરેક બાબતમાં તેમને કબૂલ નહોતી. તે કહેતા કે I believe in violence provided other people do it ( છોને મારામારી થતી, બીજાઓ કરે એટલે મોજ. ) હાસ-

બાપુએ સેન્ટ્રલ જેલમાં આવ્યા બાદ દાઢી બોડવાનું મૂકી દીધેલું; અને શરીર જાળવવા અમાસ, પૂનેમ અને અગિયારસે અપવાસ કરતા. અને બકરાંના દૂધની રાબડી પીતા. કિરણબાબુ ગુપચૂપ અમને કહે, "સમજ્યા કે? આ દાસબાબુનેયે લીડર થવાનો શોખ થયો દેખું? મહાત્માને પણ હરાવી કાઢવાને!"

હસતાં હસતાં કિરણબાબુ કહેતા, દાસબાબુ વકીલાત છોડી દે એટલે તેમનીજ જગા લઇ કોંગ્રેસને પૈસાની મદદ કરવા સારૂ હું તો બેરીસ્ટર થઇને આવેલો. પણ સરકારે પકડી આણી બધી બાજી ધૂળ મેળવી. પછી મનમાં ને મનમાં દિલાસો લેતા, કે ચાલો, જેલમાં બધા જીલ્લાઓના આગેવાનોની સાથે પીછાન થઇ ગઇ એટલે સૌ પોતપોતાના જીલ્લામાં મારી ભલામણ કરશે અને તેના બદલામાં જ્યારે બીજીવાર તેઓ જેલ આવશે ત્યારે હું તેમનો મફત બચાવ કરીશ, પછી કંઇ છે? બધા આ વાત સાંભળીને ઠંડાગાર થતા. પણ સ્વરાજ સ્થપાય તો તો એમણે વકીલાત છોડી દેવાનું કબૂલ કર્યું: મને કંઇ બહુ લોભ નથી રે! એક નાનકડી ચાકરી તમારી સ્વરાજ સરકાર આપે એટલે બસ. મને મારે રેવન્યુ ખાતામાં એકાદ કલેક્ટર બનાવી મૂકજો એટલે થયું. બસો રૂપિયા આપજો, જાઓ. કારણ મુનીમજીની પેઠે મને કંઇ પગારની અપેક્ષા નથી. શેઠની મરજી સચવાય એટલે બસ. અમને પણ થયું કે હાશ, સ્વરાજ સરકારમાં વજીરીની પદવી માટેનો એક હરીફ ઉમેદવાર તો ગબડી ગયો!

ખબર આવી, કે મહાસભાના કેટલાક આગેવાનોએ જેલમાંથી બહાર નીકળ્યા બાદ રાજનીતિની ચકચાર છોડી દેવાનું ઠરાવ્યું છે.

તેમણે નેતાગીરીનું રાજીનામું મહાસભાની ઑફિસે લખી મોકલ્યું છે. અરેરે! દેશ પર આટઆટલા ઘા થયા છે—આ આઘાત દેશથી સહેવાશે કે કેમ, એમ ધારી કિરણબાબુ ભારે ચિંતામાં પડયા. અને લીડરશીપ-નેતાગીરીની ખાલી પડેલી જગા માટે ઉમેદવારી કરી. મેં કહ્યું કે મને ઉમેદવાર થવા દો. તે કહે, જેલમાંથી તારા ત્રણ "વખાણકો" અને મારા ત્રણ નિન્દાખોરો ખોળી લાવ, તો તારી તરફેણમાં મારો હક જતો કરૂં.

થોડા દિવસ સારી જેલમાં હું ઘૂમ્યો. ભારે નમ્રતાથી જેની તેની દાઢીમાં હાથ ઘાલતો-ખુશામદ કરતો ફરવા લાગ્યો. જૂઠા સાક્ષી પેઠે પાઠ પઢાવી બે એક ભ:તો-"વખાણકો" તો ઉભા કર્યા— પણ જેવું નામ કિરણબાબુ, તેની હરિફાઈમાં હું તે ટકું? બીજી બાજુ તેનો નિન્દાખોર તો એકકે મળ્યોજ નહિ. નાસીપાસ થઈ ને આટલી નાજુક ઉમ્મરમાંજ નેતાગીરીની આશાઓ તો અભરાઈએ મૂકવી પડી. બીક તો એ લાગી કે જો વધારે ગડબડ કરવા જઈશ, ને મંડળમાંથી નામ બાતલ કરી બધા જેલ બહાર કાઢી મૂકશે, તો રખડી જઇશ. એટલે સાચા અસહકારી પેઠે ભગવાન સાચું જોઇને મુંગેમુંગે એ જુલમનો ઘૂંટડો ગળી ગયો.

કોણ જાણે કોના શાપથી કિરણબાબુ એકાએક સૈયડ કાકાના હુમલાથી પકડાઈ પડયા. તેમને એક બીજા વિભાગમાં અલાયદી કોટડીમાં રાખવાની ગોઠવણ થઇ. માંદા પડવાથી જેલમાં કેવી લહેજત આવે છે તેનો હવે તેમને અનુભવ થવા લાગ્યો. પણ પોતે અસહકારી રહ્યા—એટલે સહનશીલતાના સાગર થવુંજ પડે; તેથી મુંગા મુંગા પડી રહે. અમે ચોરી છૂપીથી કિરણબાબુને મળી આવતા.

એ પાપ તુરત ફળ્યું. મારા ઉપર પણ બળિયાદેવે એકદમ હલ્લો આણ્યો.—એ વાત આગળ ઉપર કહીશ. અત્યારે તો કિરણબાબુનો હેવાલ પૂરો કરું.

કિરણબાબુના મુકદ્દમાની મુદ્દત લંબાયે જતી હતી. એમણે ઠાવકે મોંઢે, ઠંડે કલેજે વાત ફેલાવી, કે મારી સજા ઠરાવવા બાબત હિન્દી સરકાર વિલાયતની સરકાર સાથે તારવ્યવહાર કરી રહી છે. ગાંધીજી અને મને એકી સાથે દેશનિકાલ કરી દેવા કે કેમ તે વિષે સરકાર વિચાર કરી રહી છે. પણ વખતે લશ્કર અને પોલિસ ખાતાં ખળભળી ઉઠશે એમ ધારી હિમ્મત થતી નથી. દેશમાંથી કોઇ મારા જેવા સ્વદેશભક્ત સામે સાક્ષી આપવા તૈયાર થતું નથી. અને જે સાક્ષી આપશે તેની વાત માજીસ્ટ્રેટ બ્હીકનો માર્યોજ માની નહિ શકે.

આખરે એક દિવસ તેડું આવ્યું. અને કિરણબાબુ ગયા. ગયા તે ઠેઠજ ગયા—પાછા ફર્યાજ નહિ. બિચારા અરવિન્દને પબ્લીશર (પ્રકાશક) તરીકે છ મહિનાની ટેપ મારી દીધી. અહા! બ્રિટીશ ન્યાયશાસ્ત્ર કેવું ઝીણવટભર્યું અને અટપટું છે!

કિરણબાબુ ચાલ્યા જવાથી પિનલ કોડની ૫મી કલમ મુજબ absconder ભાગી છૂટનાર તરીકે તેની તમામ માલમિલ્કત અમે જપ્ત કરી લીધી!

જેલમાં રહ્યા રહ્યા કિરણબાબુ એક વાર કહે કે બહાર ગયા બાદ નીચે મુજબનું જાહેરનામું બહાર પાડવું હોય તો કેમ?

"હિન્દનાં તેત્રીશ કરોડ નરનારી સદીઓની સદીઓ થયાં પરતંત્રતા શાંતિથી વેઠે છે. તો હું તે કયો એવો મહાપુરૂષ થઇ ગયો,

કે પરતંત્રના નહિ સહન કરૂં ? ભગવાને જેલ આપીને મારો અહં-
કાર તો ચૂરેચૂરા કરી નાંખ્યો. હું ધારતો હતો કે બીજા દેશી
ભાઇઓ કરતાં હું કંઇક સ્વતંત્રજ તરેહનો અને શ્રેષ્ઠ જાતિનોજ
માનવી છું એટલે જાણે મોટો સ્વરાજ લેવાવાળો થઈ જઇ કૂદાકડા
મારતો જેલ આવ્યો—પણ અહા ! હવે મારૂં ચસકેલું મગજ
ઠેકાણે આવ્યું લાગે છે. જેલમાં તો મહાપુરૂષત્વ બધું ઓસરી ગયું
અને ઠેકાણે પડી ગયું. એટલે હવે પ્રતિજ્ઞા કરૂં છું કે દેશના સમ-
સ્ત સ્ત્રી પુરૂષોના નસીબમાં મારૂં ભાગ્ય એકાકાર કરીને બધા જુલમ
સહેતાં સહેતાંજ જીંદગી ગાળી નાંખવી અને હવે અહંકાર કરવો
નહિ. આશા છે કે મારી આગલી ભૂલચૂક માફ કરશો."

આવા પ્રતિજ્ઞાપત્રપર છૂપી રીતે સહી કરવા તો બધા રાજી
થાય, પણ ખુલ્લી રીતે એકે નીકળ્યો નહિ. અમે કિરણબાબુને
એક લેખી એકરાર આપવા ખાસ કહેલું.—દુષ્ટ લોકો વાત ફેલાવે
છે કે તેમણે નીચે મુજબ એકરાર તૈયાર કરેલો. અને તે આપવા
ઠરાવેલું. પણ હું ખાતરીથી જાણું છું કે એવી કોઇ જાતનો એક-
રાર અપાયો નથી.

### એકરાર

મિસ્ટર માજીસ્ટ્રેટ, હું એક આસમાની સુલતાની ધરાવનારો
એકરાર કરવા માંગું છું. હિન્દુસ્તાનના કેટલાક ઉત્તમોત્તમ નબીરાઓ
જેવાકે ગાંધીજી, મૌલાના મહમદઅલિ વિગેરેનીજ પેઠે ઇન્ડીયન પેનલ
કોડના ધારાઓના પેલા શહેનશાહ ઉરફે ૧૨૪ એ મુજબ મારા
પર ફરિયાદનામું મેળવવાનું માન મને મળ્યું છે. મારા મુરબ્બી
નેતા—પૂજ્યપાદ અરવિન્દ મુકરજીને તમે ગમે તે સજા કરો તેની મને

દરકાર નથી. આવા મોટા આગેવાન છતાં, એને તો પોતાનું ભોજન રાંધતાં આવડે છે. અરે! પોતાનું રાંધે તો રાંધે પણ એ તો બીજા પાંચની પણ રોટલી વણી આપે એવા છે. એને તમારી સજા જરાયે ભારે નહિ લાગે. પણ મને સજા કરવાથી તો લશ્કરમાં અને પોલિસમાં વિખવાદ ફેલાશે અને મારો અહિંસાનો પંથ જોખમમાં આવી પડશે! આથી હું તમને નમ્રતાથી અરજ કરું છું કે મને છોડી દેવો અને અરવિન્દને દિલ ચાહે એટલી સજા કરવી. કદાચ મને સજા કરો, તો તેની સામે એક પ્રોટેસ્ટ તરીકે આપણા મહાન સરકારી વકીલ રાવબહાદૂરે ત્રણ મહિના સુધી એકદમ રજા પર જવાની ધમકી પણ આપી દીધી છે. એટલે મ્હેરબાન જજ સાહેબ, મને સજા કરતાં પહેલાં તેમ કરવાથી કેવાં કેવાં માઠાં ફળ નીપજશે તે જરા વિચારજો અને તમને વખતસર ચેતવું છું કે લોર્ડ જોર્જ સાહેબને પૂછ્યા ગાછ્યા વિના કશું કરશો નહિ.



***
**

# બળિયા નો કોપ

જેલ આવતાં પૂર્વે તો વસન્તઋતુ આવતી અને વહી જતી. તેનો વહેતો મલયાનિલ, સુન્દર પક્ષીનું મીઠડું કલગાન, ફૂલડાંઓનો શણગાર અને ઉત્સવ વિગેરે નિહાળવા કરવાની બહાર ફુરસદજ નહોતી મળતી. હવે બરાબર તે અનુભવાયાં. બળિયાકાકાએ મારા પર હૂમલો કર્યો અને કિરણબાબુની જગાએ આપણી બદલી થઇ. રાજદ્વારી કેદી ગણીને અમને જેલની મોટી હરિપતાલમાં લઇ નહોતા જતા. બ્રહ્માને ઠીક સૂઝ્યું હશે તે એટલું વળી નસીબમાં ચીતરી મૂકેલું. મોટી હરિપતાલની મુખમુદ્રા તો બહુ દેખાવડી છે.

—જોતાંજ તેમાં રહેવાનું મન થાય. પણ ભીતરના અદ્દોઅસ્તની તો એક વાર પીછાન થઈ એટલે ખલાસ–તે બાજુ જોતાં પણ મનને ગભરામણ વછૂટે. ત્યાં કોઇ જાતની ઓસડવેસડની બલા નથી–હાઈડ્રોપેથિક ખાતું છે. ભગવાનનું સરજ્યું પવિત્ર પાણી પીઓ પાણી! તેનાથીજ તમામ રોગ સારા કરવામાં આવે છે. હજાર વાર ઘૂંટેલા હોમિયોપેથિક ઓસડના જેવું ગોળ અને દૂધના મિશ્રણવાળું દૂધ પીતાંજ રોગીનો પ્રાણ બે દિવસમાં સફાળો જાગી ઉઠતો. અને તેમાં દાક્તરાદિ જેલના અમલદારોની ગાળાભેળ, મ્હેણાં ટોણાં આદિનો રસભર્યો ખોરાક! પછી જોઇએજ શું? એક અતિ સુન્દર થરમોમિટર હતું. દશ મિનિટ સુધી બગલમાં રાખીએ તો માંડ માંડ નોરમલ (સાધારણ) સુધી આવે; એટલે કોઇ પણ રીતે કોઇને તાવ આવે એ તો બનવા જોગજ નહોતું!

મને તો એક નાનકડી કોટડીમાં છૂટો રાખેલો. તેટેજ આપણા કિરણબાબુનો મહેલ હતો. રાતે મારી પાસે બેસવા માટે એક માણસની મને જરૂર પડતી–પણ એ નખરાં બધાં બહાર પરવડે. અહિંયા તો રામ રામ! અમારા બંન્નેના દરવાજાને તાળું રહેતું અને તે કંઈ ખુલી ન શકે. ૧૦૪ (ડિગ્રી) અંશ તાવ આવે ત્યારે પણ રાતે તો પોતાનું બધું કામકાજ પોતેજ કરી લેવું પડતું. પાયખાનાની વ્યવસ્થા પણ ઓરડીમાંજ, તે યાદ રાખવું. પણ થોડે દિવસે કિરણબાબુને મારી કોટડીમાં રહેવાની રજા મળી. તો જગા ક્યાંથી લાવે? બે જણના બિછાના કરવા જેટલી પણ સોઈ ન મળે. એ ભલા માણસનું શરીર પણ હજુ કંઈ ઠામ પડ્યું નહોતું. તોપે હાથમાં પંખો લઇને સારી રાત જાગતા અને મારી સેવા કરતા.—ખોટું શું કરવા કહું?

એક વેળા સવારે ચાર વાગે દરવાજો ખોલવાની જરૂર પડી—દાક્તરખાનુનું કામ પડયું. તુરત પહેરેગીરને ખબર આપી. તે જમાદારને બોલાવવા ગયો. જમાદાર દાક્તરને કહેવા ગયો અને એવી ને એવી વિધિમાં ૭ વાગે દરવાજો ખુલ્યો. માંદા માણસ જરા તગડે ત્રણ જેવી સ્થિતિમાં હોય તે વેળા દાક્તરને બોલાવે તો તે આવે તે પહેલાંજ વગર ટંટાફિસાદે બિચારો યમરાજાનેજ શરણ થઇ જાય એમાં શક નહિ.

પણ આ બનાવ બન્યો, તેને બીજે દિવસે મને Invalid chair પૈંડાવાળી ખુરશીમાં બેસાડી બીજા માળ પરના એક મોટા ઓરડામાં લઇ ગયા. અને મારી માવજત માટે સુભાષબાબુ અને બીજા એકેક કેદીને કામ કરવાની રજા મળી. નવા સુપરિ૦ મેજર સોલ્સબરીએ પોતાની આંખો પહોળી પહોળી કરી મને બરાબર તપાસ્યો હતો—મોટા મોટા ઘણા ઉઠ્યા હતા તે પરથી બળિયા છે એમ ચોક્કસ ખાતરી કરી હતી. મેજર સાહેબ રોજ જોવા આવતા. ભલા માણસ તો ખરા; મને ખાવા સારૂ દાડમ, નારંગી અને કોપરૂં પણ મોકલાવતા—**જેલના ઇતિહાસમાં** પહેલવહેલી વાર મનેજ આવા સુરસાળ ફળો **જેલને પૈસે** ખાવા મળેલાં, એ જાણવા જેવું છે, મેજર સાહેબને સોળસો રૂપિયાનો પગાર. જાતે આઇ૦ સી૦ એસ૦ થયેલા, એટલે ક્વીનાઇનનો ઉપયોગ બરાબર જાણે. તેથી મને ક્વીનાઇન મીક્ષ્ચર આપવાની ધગશ થઈ આવ્યા વિના રહી નહિ. પડી પેટની વેઠ—એટલે દાક્તર બાપડા શું કરે ? મને રોજ ઓસડ આપતા અને કાનમાં કહી જતા કે ડાબે હાથે ઢોળી દેજો. કેટલા ડોઝ મેં પીધા તેનો એને રોજ મેજર સાહેબની

પાસે હિસાબ આપવો પડતો. સુપરિં૦ આવીને કોપરું સુદ્ધાં ચાખી જોતા, કે બરાબર પાકટ છે કે નહિ; વખતે કાચું ખાઉં ને પેટમાં દુઃખે તો ? એક દિવસ આવીને નાળીયેર ફોડીને છોતરાં બતાવી કહે—આ પણ ખાઇ જાઓ છો કે ? મેં હસીને કહ્યું, ના. એવી એમની અક્કલ.

પણ માણસ ભલો ખરો, એમાં ખોટું નહિ. બ્હીકના માર્યા એણે અમને ઘણી સગવડો આપેલી. પણ એને ચિકીત્સાવિદ્યા કેટલી આવડતી તે જરા કહેવું કઠણ છે. ડાકતર તો બાપડો તે બાબત પોતાના મગજને નાહક તસ્દીજ નહિ આપતો—જરૂરજ શી ? એમ નકામી તકલીફ લેવી ને બિચારા કેદીને આખો જન્મારો આ સંસારના પ્રપંચ વેઠયા કરવા પડે. આ તો ભવયાત્રા ટૂંકી ને ટચ થાય, એટલે પત્યું. બ્રિટિશ સરકારની ગાયાળુતાનો આપણને લોકોને જરા સરખો ખ્યાલ નથી.

બળિયાના ચાંદા આખા મ્હોં પર રહી ગયા. જેલનાં સંભારણાં મારા જેવા કોઈ બહાર નહિ લઇ જાય, એમ સમજાવી મનજીભાઇને જેમ તેમ શાંત પાડયા.



# અમારાં છાપાંઓ.

મે મહિનામાં અચાનક જેલમાં પેપરો કાઢવાનો ચેપી રોગ ફેલાયો. પહેલ વહેલી શરૂઆત શ્રીયુત જોશીએ હિન્દીમાં " હિતવાર્તા " કાઢીને કરી. એક વાર્ડમાં નીચેથી " નિન્દાખોર " અને ઉપરથી " વિશ્વપ્રેમ " નીકળવા લાગ્યાં. રાજકારી હૉસ્પિતાલમાંથી " ઉડતી ખબર ". બહાર પડવા માંડ્યું. લખાણની સરસતા માટે હિતવાર્તા સૌને ધપ્પો મારતું. અરે, હિતવાર્તાની જ્વાળાઓથી બધા એકદમ ગભરાઇ ઉઠેલા. બધાની છાનીછૂપી વાતો કોણ જાણે ક્યાંથી આવીને હિતવાર્તામાં બરાબર બહાર પડતી. શ્યામસુન્દર ચક્રવર્તીજી છેવટે જોશીજીને કહે, " તમને હાથેપગે લાગું ભાઇસાહેબ, તમે આ બધું લખવું છોડી દો, તમારૂં છાપું બહાર પડશે તો હું અન્નજળ તજીશ. " અરે, એટલે સુધી કહ્યું કે બહાર નીકળી તમને

એકાદ મો......ટા એડીટર બનાવીશું અને સર્વન્ટમાં તમારી છબી છાપીશ, પછી કંઈ છે ! બ્રહ્મહત્યાની કાળી ટીલી ચોંટશે, એમ ધારી એ પેપર બંધ થયું અને અમારી ગમ્મતનું એક ઝરણું સૂકાઈ ગયું.

"નિન્દાખોર" એ ત્રણ દિવસ બહાર પડી શ્યામબાબુનાજ આગ્રહથી બંધ પડયું. અને એજ કારણથી "વિશ્વપ્રેમ" તો બાપડું ગર્ભાવસ્થામાંથી મરી ગયું. "ઉડતી ખબર" દૈનિકને બદલે અઠવાડિક થઈ ગયું. સ્વરાજ સ્થપાય ત્યારે શ્યામબાબુને છાપાંઓના સેન્સોર તરીકે નીમી દેવનું નક્કી કરી મૂક્યું છે.

હવે "ઉડતી ખબર" માં શું લખાણ આવતું. તેની થોડી ઘણી વાનગી પીરસું.

( ૧ ) જેલમાં "નિન્દાખોરે" દેખાવ દીધો છે. સાધુઓ, સાવધાન !

( ૨ ) આજે અચાનક "હિતવાર્તા" ઓફિસની જડતી લેવાઇ છે. સુપરિં૦ સ્હાવલશ્કર સાથે આવી પહોંચ્યા હતા. ૧૨૪મી કલમ લાગૂ પડશે, એમ લાગે છે.

( ૩ ) સુપરિં૦ સાહેબે હુકમ કાઢયો છે કે કોઇ પણ અસહકારી સરક્યુલરરોડ (જેલની પૂર્વ બાજુનો રસ્તો ) પર જઈ શકશે નહિ. સૌ કોઇએ પોતપોતાની નોંધપોથીમાં લખી લેવું.

( ૪ ) જેલર રાયન સાહેબનું ગળું બેસી ગયું છે. જેઓના કાન બેસી ગયેલા હોય તેમણે જાણી રાખવું જરૂરનું છે.

( ૫ ) દેશબન્ધુને રોજ તાવ આવે છે—૯૯ ડિગ્રી. શ્રીયુત શામમલનું વજન ચૌદ રતલ અને શ્રી હરિલાલ ગાંધીનું પચીસ શેર ઘટી ગયું છે.

( ૬ ) પચાસ જોરાવર માણસો ખાદી પહેરી ટ્રામ આખી " રીઝવર્ડ " કરી કાળીઘાટથી શ્યામબજાર ગયા હતા. ગાડી પર પાટીયું મારેલું ( Campaign in favour of Khaddar ) ખાદી-સવારી. હવે ગેરકાયદેસર સભા કે શાંતિભંગની કલમ લાગૂ પાડી સ્વયંસેવકને પકડતા નથી. સરકારની હીપ હીપ હુરરે !

( ૭ ) મહાસભા સમિતિ તરફથી એક સ્ટીમર ભાડે રાખી પદ્મા નદીના પટ પર ફેરવી ખાદીનો પ્રચાર કરવાની અમે સલાહ આપીએ છીએ. બંન્ને બાજુએ રાક્ષસી અક્ષરોથી ખાદી પહેરો એમ ચીતરવું. અમને ભરોસાપાત્ર ખબર મળી છે કે આવા વાવાઝોડાના-વંટોળીયાના દિવસોમાં પણ શ્રી નન્દલાલ સહકુટુમ્બ પરિવાર આવી સ્ટીમરનો ચાર્જ સંભાળવા ને દેશને ખાતર જાન પણ કુરબાન કરવા તૈયાર છે.

(૮) બડા જમાદાર ફીલ્ડ ગારશલ નૌકા પાંડે પેન્શન પર જતા સંભળાય છે. નસીબ વગર ધોયે ઉઘડી ગયાં. પણ ખબર એવી મઝાની છે કે એકદમ ભરોસો પડતો નથી.

(૯) જમાદાર ભૂલટૂન મિશ્રની બદલી થઇ છે. એ ભાઇ કદિ લાંચ નહોતા ખાતા-કેદીઓની સાથે ઠીક વર્તતા અને અસહકારી-ઓની તો પૂજા કરતા. એવા માણસને જેલની નોકરીમાં રાખવાથી સરકારને લાભ શું ? નાળીયેરજ આપવું જોઇએ.

(૧૦) ગોરા ( યુરોપિયન ) વિભાગમાં એક્ષ-સારજંટ પૅરટ ખુનના મામલામાં પકડાઇને આવ્યા છે. એણે શ્રી હરિલાલ ગાંધીને પકડેલા. અને શ્રી હેમન્ત સરકારની વિરૂદ્ધ બાઇબલને અડી પોપટ (પૅરટ) પેઠે જૂઠી જુબાની આપેલી. હજુ પરમેશ્વર છવે છે, એ વાત ચોકસ જાણવી.

(૧૧) હમણાં એક વિલાયતી ( વિલાયત જઇ આવેલા ) આગેવાને કેટલાક સ્વયંસેવકોની ચોટલી કાપી લીધી છે. બહાર ગજવા કતરાવાનું દુઃખ છે; હવે જેલમાં ચોટલી કતરાવાની આફત શરૂ થઇ છે. ચોટલીમાસ્તરોએ સાવધ રહેવું.

(૧૨) કેટલાક આગેવાનોએ બંગાળી ખાણું તજી મારવાડી ખાણું ખાવું શરૂ કર્યું છે.

આવી આવી ખબરો બહાર પડતી. એની વ્યવસ્થા નીચે મુજબ હતી.

## ઉડતી ખબર

તંત્રીઃ શ્રી સબજાનતા ઉપાધ્યાય.
છાપનારઃ શ્રી નિષ્કર્મો બ્રહ્મચારી.
પ્રેસઃ હાથખોતરણી છાપખાનું.



*
* * * * * *
* બ્રિટીશ ન્યાય
* * * * * *
*

બ્રિટીશ જાતિની ન્યાયપરાયણતાની વાત કરવા બેસતી વેળા કૃતજ્ઞતાના ઉભરાને લીધે આંખો આંસુથી છલકાયા વિના રહેતી નથી. અને અહા, "કાયદા અને શાંતિ"ના અમલનું તત્વશાસ્ત્ર કેટલું બધું વિકસિત છે તે નીચેના થોડાક કેસ પરથી જણાઈ આવશેજ. થોડાક દાખલા માત્ર નમૂના તરીકેજ આપું છું. એની આવૃત્તિઓ તો–હજારો–માત્ર ગયા બે ત્રણ મહિનામાં થઈ ચૂકી છે. અને જેમને અસહકારને લીધે છાપાં વાંચવાનો રોગ લાગૂ પડી ગયો છે તેઓ તો થોડું ઘણું જાણતા પણ હશે.

ચોરફાંસીયાને વિના વારંટે જે કલમ મુજબ ભર રસ્તામાંથી પકડી લે તેજ ધારા પ્રમાણે દેશબન્ધુને પકડી લઇ લગભગ અઢી મહિના અટકમાં રાખી મૂકયા. રોજને રોજ મુકદ્દમો ચલાવવા બાબત નવી નવી તારીખ પડ્યાજ કરે—સાક્ષી સાબિતી લાવે ક્યાંથી ? પછી બીજાં માણસનું લખાણ ખુદ દાસબાબુનાજ અક્ષર છે એમ ઠોકી બેસાડી છ મહિનાની ટેપ મારી.

બંગાળની પ્રાંતિક સમિતિએ તા. ૨૭-૧૧-૨૧ ને રોજ કરેલા ચાર ઠરાવ પેપરોમાં છપાવા મોકલવા સારૂ શ્રી વીરેન્દ્રનાથ શસમલને છ મહિના સરકારે નોંતર્યા.

સ્વયંસેવક આંદોલન વિષેની દાસબાબુની એક જાહેર પત્રિકા સુભાષચન્દ્ર બસુએ એક પરબિડીયામાં બીડીને છાપવા મોકલેલી તેથી તેને પણ છ મહિના રોટલા બચી ગયા; કારણ દેશબન્ધુના નામ હેઠળની આ પત્રિકામાં સહી બીજા કોઇએ કરેલી હતી ! ! !

આ ત્રણ કેસ વિષે એક જાણીતા બારીસ્ટરનો મત નીચે મુજબ છે:—

( ૧ ) શ્રી દાસ, શસમલ અને શ્રી બોસના કેસમાં ગેરકાયદેસર મંડળી સ્થપાઇજ હતી એવો કોઇ જાતનો પૂરાવો નથી.

( ૨ ) કે એવી કોઇ મંડળી ચલાવવાનો કે આગળ વધારવાનો પણ તેમના પર આરોપ સાબીત નથી થતો.

( ૩ ) અને શસમલ સામે તો એકજ આરોપ છે, કે તેણે બંગ પ્રાંતિક સમિતિના ચાર ઠરાવ છાપાંઓને મોકલ્યા. આ ચાર ઠરાવ કાયદાની સામે બળવો ઉઠાવનારા હોય, તોજ એણે ગુન્હો કર્યો ગણાય. પણ તે ઠરાવો તો ઇ. સ. ૧૯૦૮ના ક્રિમિનલ કાયદાની

વિરૂદ્ધ નથીજ.

—ઠરાવો—

ગયા (ઇ. સ. ૧૯૨૧ના) નવેમ્બરની સત્તાવીશમી તારીખે બંગ પ્રાંતિક સમિતિની એક સાદી બેઠકમાં નીચેના ચાર ઠરાવો થયા છે-બે જણા શિવાય બધાની સંમતિ હતી.

(૧) કોંગ્રેસના સ્વયંસેવકો તરફથી કાયદો અને વ્યવસ્થાના રક્ષણમાં ખલેલ પહોંચે છે એવી મતલબનું જે સરકારી જાહેરનામું બહાર પડ્યું છે, તે આ સભાના મત મુજબ સાચું નથી. સભાનો અભિપ્રાય એ છે કે બધા સ્વયંસેવકો હમ્મેશ શાંત અને નિરૂપદ્રવી રીતેજ વર્તે છે. એટલે સભા ઠરાવે છે કે મહાસભાનું કામ આગળ મુજબજ ચલાવ્યા કરવું.

(૨) આ સભા માને છે કે સપરિષદ ગવર્નર Governor -in-Council અને કલકત્તાના પોલિસ કમિશનરના હુકમો અન્યાયી અને સ્વચ્છંદી છે અને આ સભાના કામમાં ડખળ કરવાના હેતુથી કઢાયલા છે. તેથી આમ પ્રજાને સ્વયંસેવક થઈ મહાસભાનું કામ શાંત અને નિરૂપદ્રવી રીતે ચલાવવામાં મદદ કરવા મજબૂત આગ્રહ કરે છે.

(૩) કલકત્તા અને બહાર સભા તેમજ સરઘસો બંધ કરવા બાબતનો સરકારી હુકમ આ સભાને મતે અન્યાયી અને ગેરકાયદેસર છે. પરંતુ મહાસભાના શત્રુઓ જનસમાજની ઉશ્કેરણી કરવા જે ચિત્રવિચિત્ર પગલાંઓ લે તેને બરદાસ કરી લેવાની ધીરજ પ્રજામાં કેળવાઇ નથી એટલે આ સભાની એવી ભલામણ છે કે આ સભા અથવા તેણે નીમેલી કોઇ વ્યક્તિના અભિપ્રાયે જો કોઈ ખાસ

ણે અમુક દિવસ શાંતિ અને વ્યવસ્થા જળવાઈ રહેવાં મુશ્કેલ એમ ઠરે તો તેટલા દિવસ ત્યાં સભા સરઘસ મોકૂફ રાખવાં.

( ૪ ) હાલ દેશની રાજનૈતિક અવસ્થા ભારે આફતમય હોવાથી વવામાં આવે છે કે આ સમિતિના પ્રમુખ શ્રી ચિત્તરંજનદાસને ગાળ ખિલાફત સમિતિ સાથે મસલતમાં રહી મહાસભાનું કામ-૪ ચલાવવાની તમામ સત્તા આપવી.

---

શ્રીહટ્ટના એક મોલવીએ કલકત્તે આવી ભાષણ આપ્યું—અને ભાષણ દ્વારા રાજદ્રોહ કરવાનો આરોપ આવ્યો શેખતાહેરને માથે. બાપડા તો સભામાં હાજરજ નહોતા. છતાં આ અપરાધસર ને પણ છ માસ મોસાળ આવવું પડયું. કોઇને બે વરસ, કોઇને મહિના અને કોઇને તો એકજ અઠવાડિયાની, સાદી કે સખત, મ આવ્યું તેમ, સજા થવા લાગી.

અમારા અને ચિત્તરંજન દાસના કેસ બાબત કંઇ કંઈ નમૂ-દાર જૂઠા સાક્ષીઓ ઉભરાઇ આવેલા. એકેએક સાક્ષી જાણે ધર્મ-ત્ર યુધિષ્ઠર !

આવી જાતની ગમ્મત દરેકે દરેક કેસમાં છે. સરકારને સારે સીબે અસહકારીઓ કોઈ બચાવ કરતા નથી. નહિ તો એ ઇંગ્રેજનીજ દાલતમાં કેટલા કેસ ટકી શકતે તે શકભરેલું છે. ગમે તેમ પણ સહકારીઓનો હેતુ સફળ થયો છે. તેમણે આ વાંધા ભરેલી પાસ પદ્ધતિને પોલંપોલ ઠરાવી એવી પદ્ધતિ પર સ્થપાયલી સર-રનું સાચું સ્વરૂપ લોકોને બતાવી આપ્યું છે.



*
* * * * * *
# * જેલની સામાન્ય અવસ્થા *
* * * * * *
*

અસહકારીઓએ જેલ પાવન કરી, ત્યારથી જેલનો ચહેરોજ બદલાઇ ગયો છે. ઇંગ્રેજની આ જેલો કંઇ માણસને સુધારવા સારૂ નથી—અહિં આવ્યે માણસ વધારેજ નઠોર બને છે. જે નિયમો કેદીઓને પાળવા પડે છે તેમાંથી એક બે વાંચનારને માટે આપું છું:—

### ગુન્હાઓ

(૧) કામના વખત દરમ્યાન વાતચીત કરવી કે મોટેથી વાતો કરવી. કે જેલના કોઇ પણ અમલદારેના કહેવા છતાં હસવું કે ગાવું. (કલમ ૬૦૪–૧ બી. જે. કોડ)

(૨) નક્કી કરેલા વખત શિવાય બીજી કોઇ વેળાએ જાજરૂ

કે ન્હાવાના ચોકનો ઉપયોગ કરવો કે અમલદાર ની રજા વિના તે સ્થળોએ જવું. રાત્રિ સંડાસનો વ્યર્થ ઉપયોગ કરવો કે જેલકાયદા મુજબ રીતસર સુકી માટી નાંખવાનું ભૂલી જવું કે છોડી દેવું. ( કલમ ૬૦૪-૧૬ )

(૩) કેદીના નિયમિત ખોરાક મુજબનું ભોજન લેવા ના પાડવી.

(૪) શરીર ચોકખું રાખવાનું ભૂલી જવું કે માંડી વાળવું અથવા વાળ અને નખ કપાવવા બાબતના રિવાજોનું ઉલ્લંઘન કરવું.

(૫) કોઇની પણ મુલાકાત પછી કેદીની પૂરેપૂરી જડતી, તે મુલાકાતની જગાએથી ખસે તે પહેલાં લેવાય છે. (૬૭૮)

## સજાઓ

(૧) સાદી સજાની સખત થઇ શકે.
(૨) સજાની મુદ્દતનું વળતર કાપી આપે છે તે જપ્ત કરે કે બીજા હકો છીનવી લે.
(૩) એકાંત કોટડી.
(૪) સાંકળ બેડી.
(૫) દંડા બેડી.
(૬) ચોકડી સળીયાની બેડી.
(૭) પાછળ હાથકડી કે દિવાલ સાથે જોડેલી હાથકડી.
(૮) સખત કચરાપટ્ટી ખોરાક.
(૯) ચાબખાનો માર.
(૧૦ સાદા પોશાકને બદલે ગુણુંપાટનો પોશાક.

પાયખાના માટે પાંચ મિનિટની "મુદ્દત" નક્કી કરેલી છે

તેટલામાંજ સાડા ત્રણ મણના કોહાનો કચરો સાફ કરી દેવો પડે છે અને તેમાં કોઈ જાતની લાજ શરમ જળવાતી નથી. ગમે તેવું ખરાબ ભોજન પણ ખાધેજ છૂટકો. મોટી ઘોડાકાતરથી બધાં માથાં મૂડાવાના. વાળ નહિ રખાય. લોખંડી જાળીની બે બાજુએ રહીને અને છૂપી પોલિસ તથા જેલના અમલદારોની રૂબરૂમાં મુલાકાત થતી હોવા છતાં જડતી લેવાય છે.

અને આ નિયમોમાં કોઈ જાતની તૂટ પડી એટલે ઉપર જણાવેલી જાતજાતની " સભ્ય " સજાઓ થાય છે. હવે આ સજાઓ બજાવવાનું જેમના હાથમાં છે તેમની થોડીક પિછાન આપી દઉં.

કેદીઓની તપાસ સુપરિં૦ કરે છે તે જાણે સાત નગરીનો મહારાણો હોય તેમ; સાથે એક કેદી માથાપર છત્રી ધરતો હોય અને સિપાઇસિપરાંનું લ્હાવલશ્કર હોયજ. કેદીઓએ હારબંધ ઉભા રહી "સરકાર સલામ" કરવાનું. બે બગલ ખોલી બતાવવા મ્હોં ઉઘાડી દેખાડવાનું; ( વખતે તેમાં કંઈ છૂપાવ્યું હોય. ) એ પ્રમાણેનો કાયદો છે. સંડાસ જવાનું તે પણ લશ્કરની પેઠે કુચકદમ, ન્હાવાનું પણ સદર મુજબ. ખાવું, ઉઠવું બેસવું તમામ " વન, ટુ, અને થ્રી " પેઠે ! ! ! કેટલીક જેલમાં તો કેટલા લોટા પાણી ન્હવાય તેનોયે નિયમ છે.

સિપાઇ જમાદારને તમામને નામવર રાજપ્રતિનિધિ સમશેર બહાદૂર વાઇસરોય–ઉરફે બડા લાટસાહેબની નાનકડી આવૃત્તિજ માની લેવા. કોઇ કેદી પાસે બૂટની દોરી બંધાવે, કોઇ ચંપી કરાવે, અને ચોવીશે કલાક જીવ્હાદેવી દ્વારા કેદીની મા–બ્હેનનું શ્રાદ્ધ તો કર્યાજ કરે—ન બોલ્યામાંજ સાર. મારે સુદ્ધાં. અને લાંચ ખાવાની

હુશિયારીમાં તો તેમનો જોટોજ ન મળે ! " કેદી વારડર " " કેદી મેટ " ( કેદીઓ સારી વર્તણુંકથી અમલદાર બને છે. ) પોતે કેદીજ હોવા છતાં પણ બીજાઓ તરફ જુલમજ ચલાવે છે. કાંટાથી કાંટો કાઢવાનો ન્યાયજ ઇંગ્રેજના રાજમાં ચાલે છે.

ગોરા અમલદારો ચાર પાંચજ હોય છે—તેમનો રોફ તો સહેવાય; પણ આપણા દેશી સિપાઇડાનો રોફ વેઠવો મુસ્કેલ પડે છે. બડા જમાદાર જેલર આવે તે પહેલાં તેની ખુરશી પર બેસી નાકે ચસ્મા ચઢાવી કેદીઓ વચ્ચે લાહેરી મારતા રિપોર્ટ લખે—અરે ખૂદ દેશબન્ધુ જેવા સામે આવે તોયે તેનું નાકનું ટિચકું તો ચઢેલું ને ચઢેલુંજ રહે. અને સુપરિ૦ની લાયકી જુઓ; દાસબાબુ આવે તો તુરત પોતે થઇને ખુરશી આગળ કરે ! એટલે બડાસાહેબ કરતાં તેમના ગુલામડાઓનો દોરદમામ નાદિરશાહી જેવોજ ! તે નજરે પડતાંજ કેદીએ ખડા થઈ જઇ "સરકાર સલામ" એમ કહેવું પડે.

અલબત્ત ઘઉંમાંયે કાંકરા તો હોય છે. તેમ આ કાંકરામાં ઘઉં પણ હતાજ. ભૂલટૂન મિશ્ર નામના એક જમાદાર હતા. તેના જેવા ધર્મપરાયણ અને ભલા બહુ જૂજ હશે. પોતાનું કર્ત્તવ્ય કર્યા કરે—કેદીની પાછળ લાગવાનું તેના સ્વભાવમાંજ નહોતું. પ્રેસીડેન્સી જેલમાં ખૂબ ધમાલ થઇ પડી ત્યારે તેના દુશ્મનોએ જૂઠો રિપોર્ટ કરી તેનું નામ બદનામ કરી તેની બદલી કરાવી—ભલો થયો, તેનું એ પરિણામ !

સિપાઇઓ સામાન્ય કેદીઓની કેટલીવાર ગણતરી કરતા તેનો કંઇ નિયમ નહોતો. જેલમાં બધાં જોડકાંમાં ફરતાઃ અને જોડકાં-માંજ ગણવાનો હિસાબ રહેતો. કેદી-નોકરને ફાલતૂ નામથી બોલા-

વતા. જમાદાર તેને બૂમ પાડે "એ ફાલતૂઉઉઉ......" એટલે તે જવાબ આપે " આતા હય હજૂર " અને ઓરડીમાંથી બહાર આવી કહે, " સલામ, હજૂર. " સ્હવારે ઉંઘમાંથી ઉઠાડે ત્યારે તો તેની પીઠ પાછળ એક બે સરસ્વતી સંભળાવે. અમે કહીએ " કેમ, હમણાં તો હજૂર હતા, અને એટલામાં— " એટલે કહે, " અરે. ભાઇ, જેલમાં ગધેડાને પણ કાકા કહ્યા વગર ચાલે ? બહાર તો એને નોકરીમાં પણ ઉભો ન રાખીએ. "

વાત બરાબર હતી. માણસને ગરજ પડે છે ત્યારે કંઇ કંઇ સંકડામણમાં આવવું પડે છે. એકવાર એક ફાલતૂને પોતાને ઘેર એક પત્ર મોકલવો હતો, એટલે એક નવા સિપાઇને સાધ્યો. તેને સાપ પકડવાનો મંત્ર શીખવ્યો અને ચિઠ્ઠી મોકલાવી. ગરજે સદ્‌ગૃહસ્થને યે ગારૂડી બનવું પડ્યું !

અલિપૂર જેલમાં કુલીન કેદીઓ માટે જગા છે. દેશભરમાંથી ચૂંટી વિણી કાઢેલા પન્દરસો કેદીઓ અહિં રહે છે. તેમનામાંના ઘણાક વાંચી જાણે એટલે પ્રેસનું કામ કરે. તેમની સાથે રહેતાં એમ લાગતુંયે નથી કે આ લોકો કદી જૂઠી સહી, ચોરી, લૂંટ, ખૂન, મારામારી કરી શકે કે કેમ ? અને એક એકની સજાઓ પણ કેવી ?—એકને તો બેંતાળીસ વરસની સજા હતી. મારી ગણતરી છે, કે આ કેદીઓમાંથી અડધોઅડધ નિરપરાધી અને બાકીનામાંથી ઘણાકે પણ ક્ષણિક આવેશમાંજ ગુન્હો કરી નાંખેલો હોવો જોઇએ. અલબત્ત કેટલાક અનુભવી પ્રાણીઓ આઠ-દસ-વીસ વાર જેલ આવનાર પણ પડ્યા છે—પણ તે બાપડાને તો પોલિસ બહારની હવામાં શ્વાસ લેવાજ દેતી નથી. અમારો ફાલતૂ શ્રી મથુ-

રાનાથ દાસ તેમાંનોજ એક નમૂનો હતો. એની જીવનકથા બડી મઝાની છે. એના જેવા આનંદી, પરોપકારી, મહેનતુ, બુદ્ધિમાન, સેવાપરાયણ માણસ મેં જૂજ જોયા હશે. પરન્તુ બચપણથીજ તે જેલ અનુભવતો આવ્યો છે. અને દશ વાર જેલની મુલાકાતે આવ્યો છે. ૩૧ વરસની ઉમ્મરમાંથી ફક્ત ૨૪ (!) વરસ જેલમાં ગાળ્યા છે!

સાત વરસની ઉમ્મરથીજ મથૂરની ચતુરાઇ ખીલવા માંડેલી. પોતાની દુકાનમાં બેસી ધીરે ધીરે ગલ્લામાં હાથચાલાકી કરીને તાલીમ લેવા પાડી. એટલે માબાપે સુધારવા સારૂ રેફરમેટરી—સુધારકશાળામાં મૂકયો. ત્યાં પણ પોતાનું નૂર બતાવીનેજ મથૂર પાછો ફર્યો.

મથૂરનો વિવાહ ચોકસ થઇ ગયેલો. પણ એની બ્હેનની સાસુએ કાવતરાં રચીને તે સંબંધ તોડી નંખાવ્યો. નિરાશ થઇને મથૂર અવળે રસ્તે ચઢયો. એક કુચરિત્ર નારીના ફંદમાં સપડાઈ તેણે ચોરીજ કરવા માંડી. આખરે એ સ્ત્રીએજ છેહ દઇ એને પકડાવી દીધો. એ પણ કંઈ કાચો હતો! તેણે ચોરીનો માલ રાખવા માટે પેલીને પકડાવી. પણ સારી દુનિયામાં આવીજ જાતનું અંધેર પ્રવર્તતું જોઈ મથૂરનું હૈયું પત્થર થઇ ગયું. એક વાર ચોરી કરવા ગયો હશે, ત્યાં પકડાઇ જવાની બ્હીકથી એકની જીભજ કાપી નાંખેલી. ઘાસના ગોડાઉનમાં આગ લગાડી જોડેના ઘરમાં ચોરી કરેલી. નવાબના છોકરાનો વેશ સજી ખાલી નવાબ-મહેલમાંથી ગાડાં ભરીને માલ ઉઠાવી આણેલો. છેવટે ભૂખે મરતાં કાળીઘાટના મન્દિરમાંથી કૃષ્ણભગવાનના દાગીનાજ તફડાવ્યા. પકડાવાને ભયે એક સંડાસમાં ભરાયો; ત્યાંથી સાપથી દંશાતો સહેજમાંજ બચી ગયો.—પણ તેજ રાત્રે તેની મા મરી ગઇ. ચોરીના પૈસા ઘરમાં લેતાં નહિ; પોતે

બહાર ભાઈબંધો સાથે ઉડાવી ખાતો. પણ એ ચોટ્ટા ભાઇબંધો પર એને ગુસ્સો બહુ ! કહેતો કે " જેલ જઇએ છીએ, ત્યારે હરામખોરો કોઇ તપાસ સરખી નથી કરતા, અને બહાર જઇએ એટલે વહાલ દેખાડીને ચોરી કરાવે, અને નાણાં પોતે ઉડાવી ખાય." પણ મથૂરમાં દયા, પ્રેમ આદિ ન હતા એમ માનવું ભૂલ ભરેલું છે. કોઇને નદીમાં તણાતું જૂએ, તો એનો જીવ ઝાલ્યો ન રહે; ઝટ મારે કછોટો, અને નાંખે પડતું. ભડભડ બળતી આગમાં પણ કોઇને ફસાયેલું દેખે તો યાહોમ કરીને અન્દર ઘૂસી જાય. કોઇને દુઃખી થતું જોઇ એને રડવું આવ્યા શિવાય રહે નહિ. કોઇના આશરા હેઠળ રહે, તો તેનું કોડીભાર નુકસાન નજ કરે. પણ કોઇ તેને આશરો આપીજ કેમ શકે ? પોલિસ ઝટ જઇને સતાવ્યા શિવાય ન રહે. કોઈ તેને ન રાખે. મથૂર કહે કે જેલ આવવુંજ હોય તો ચોરી કરીનેજ આવવું એ સરસ રસ્તો છે.

ચોકી પરના અમલદારો તેને ખવડાવી, દારૂ પાઈ બીજી ચોરીઓનો પત્તો તેની પાસે મેળવવા મથીમથીને મરી જતા; પણ મથૂર જેનું નામ ? એક અક્ષરે બોલે શાનો ?

મથૂરને ન આવડે એવું કામ દુનિયાભરમાં ન હોય. કડીઆનું કામ; સૂતારની કરામત; ધોબીગીરી; ગાડીવાની; દરવાનગીરી, રસોઇ; —જે કહો તે, કરવામાં મથૂરભાઇ ઉસ્તાદ. આવો આવો એ પેશાવર લેબર કોર્પ્સ ( મજૂર ટૂકડી ) નો નાયક થઇને ગયો હતો. બગદાદ જવાનું ઠર્યું હતું એટલામાંજ—પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ? કપડાંનો ખરચ બચાવવા જતાં કંઇ હાથચાલાકી કરીને સરકારની મહેમાનગીરી સ્વીકારી લીધી.

મથૂર એક વેળા પોતાનું જોર જણાવવા જેલ ફોડી નાકેલો* અને પછી જાતે આવીને પકડાયેલો. એ કહે, " કેદી નાસે ત્યારે વાઘ, મર્યો એટલે કાગ." વાત નરદમ સાચી. કેદી નાઠો સંભળાતાંજ હોહા, શોરબકોર, ઘંટાનાદ, તલ્વારોનો ખણુખણાટ; બન્દુકના ધડાકા! (ઉરફે તોપોની સલામી!)—અને મરે ત્યારે!—ત્રણ દિવસ પડી રહે તોયે કોઇ એના તરફ ઝૂકીને ન જૂએ.

જેલમાં આવીને અમે રાંધવાનું કામ ઉપાડી લીધું ત્યારે તો એના હરખનો પાર રહ્યો નહિ. તે કહે, " અમારા આઠમા વાર્ડમાં જેટજેટલા નામચીન રહેવાસીઓ છે તે બધા કહે છે, કે આવું શાક તો માએ પણ રાંધી જમાડ્યું નથી ? "

જેલની પાછલી સ્થિતિને વિષે વાત કરે ત્યારે એ બહુ દરદથી બોલતો; " અરે, શું વાત કહું; જેલનાં સુખ તો સદંતર વહી ગયાં. પહેલાં જ્યારે જેલ આવતો ત્યારે કેદીઓ ચોરીને દાઢિયાનું ત્રણ શેર દૂધ વેચતા. અરે, ઇસ્પિતાલમાંથીજ પૈસાનું અડધો શેર માંસ મળતું. જેલમાં તો કંઇ કંઈ સગવડો હતી; પણ ચોરોની સંખ્યા બહુ વધી ગઈ એટલે જેલમાં ચોરાટીયા ખાવા લેવાનું મુશ્કેલ થઈ પડ્યું. પહેલાં તો જેલમાંથી ચોરાઇને રોજ ૫૦-૬૦ રૂપિયાનાં અફીણ, દારૂ, ગાંજો, કોકેન વિગેરે વેચાતાં—આજે તો રામ નામ! સિપાઇડાજ રૂપિયામાંથી આઠ આના તો કાપી લે છે." એટલે હવે તો મથૂરે નક્કી કર્યું છે કે બહાર અમારી પાસે રહેવું—ચોરીચખારી છોડી દેવાં. કોઇ પણ અસહકારી મુદ્દત પૂરી થયે છૂટે એટલે એ કહી મૂકે, કે " બાબા, બહાર જઇ સ્વરાજ લઇ મૂકજો; કે ચોરી કરીને મારે જેલ આવવું ન પડે—" ઇશ્વર જાણે, મથૂરની ઇચ્છા

ક્યારે પૂર્ણું થશે!

જેલના કેદી–હેડ–રાઇટર શ્રી ××× મિત્ર અમને બહુ મદદ કરતા. તે જેલરના અંગત મદદનીશ ગણાય. હિસાબ કિતાબ અને અહેવાલ તેજ રાખે—જેલર તો આંખ મીંચીને બિલાડુંજ ચીતરી આપે. અમને કંઈ અડચણ ફરિયાદ હોય, તો મિત્ર બાબુને કહેવાની; તુરતજ તેના દ્વારા નીવેડો આવ્યા વિના ન રહે.

જેલમાં બીજા પણ ઘણા નાનામોટા સાથે પિછાન થયેલી. તે બધાઓનો અમારા પર ભારે પ્રેમ હતો. સૌ કોઇ અમને મદદ કરતાં. કંઇ કંઈ વિચિત્ર માનવીની સોબત થઇ હતી!

ખમાઇતિ નામનો એક સદ્‌ગૃહસ્થ જૂઠી ચિઠ્ઠી ભલામણથી ડેપ્યુટી માજીસ્ટ્રેટ થયેલો. બે વરસ કામકાજ કર્યા બાદ તિજોરીમાં હાથચાલાકી કરવા જતાં પકડાઇ ગયો. આ અપકૃત્ય ન કરતે તો બ્રિટીશના રામરાજ્યમાંથી તે પેન્શન લઇને બહાર પડત. હાલ આ નામવર માજીસ્ટ્રેટ સાહેબ અલિપૂર જેલમાં ચાલી સાફસૂફ રાખે છે. એને પન્દર વરસની સજા મળી છે—હવે બહુ જૂજ બાકી રહી છે.

બીજા એક કેદી શ્રી—ચૌધરી ૯ વાર જેલ ફોડીને નાઠેલા નરવીર હતા. ૧૯ વરસની ટેપ લઇને આવેલા. હવે છૂટવાની તૈયારીમાં. તે કહે, સ્વરાજ મળશે તો લૂટફાટ તજી દઇશું. રોજ પૂછ્યાજ કરે, બાબુજી સ્વરાજ ક્યારે આવશે? મને તો રાત્રે ઉંઘ નથી આવતી!"

અહિંની ઇસ્પિતાલમાં એક પાગલોનો વિભાગ પણ છે. શ્રી હરિચરણદાસ ખૂબ તોફાની હતા, એટલે તેને ગાંડા તરીકે તેનાં

સગાંઓ અહિં ઝીંકી ગયાં. એકજ વરસમાં તેનું ૬૬ રતલ વજન વધી ગયું. હવે તેને પાછો લેવા કોઇ આવતું નથી—ઘણાએ પત્રો લખ્યા પણ કોઇ સગાં કે વહાલાંનો પત્તોજ નથી. હરિઆણુ કહે " નિરૂપાયે હવે જેલના કોઇ અમલદારને થોડો મેથીપાક ચખાડયા વિના મારો છૂટકારો થવાનો નથી. મારવાથી થોડોક વખત જેલમાં તો ગોંધશે; પણ પછી તો છોડશેને ? અત્યારે તો બિલ્કુલજ રામશરણ છું !"

બી. એલ. મિત્ર નામે એક દેશી ખ્રિસ્તી પણ આ સ્થળે હતા. તે આખો દહાડો ઉંઘે અને સાંજ પડે એટલે ગાવા માંડે "હું તો રાત આખી, બસ જાગતો રહીશ." એમ કરી બધાંને રાતના જગાડે. તેને પછી બરહામપૂર મોકલી દીધો.

સૈયદઅલિ પાગલ એક દિવસ સ્હવારે " લપસી " ખાતો હતો, તે વેળા હું જઇ ચઢયો. એક કેદી કહે—તું કામ કરશે, તો તને સરસ ખાવાનું મળશે. પછી પૂછ્યું, " ઘાણી ચલાવશે ? "

સૈયદ કહે " બાબા, દુનિયામાંથી બલિયા બધા જમલોક પહોંચી ગયા કે શું ? મામાઓ ઘાણી ફેરવાવવા માટેજ આ બળદિયો ખોરાક ખવડાવતા હશે શું ? " આવા હોંશિયાર માણસને પાગલ જેલમાં રાખવાનું શું પ્રયોજન ?

જેલના ભીતરમાં બે વિભાગમાં આંદામાનથી આણેલા " સ્વદેશી " ધાડપાડૂ અને કાવતરાંખોરોનો વાસ હતો. તેમની સાથે અમારે મળવા હળવાની મનાઇ હતી. પણ ક્રમેક્રમે તે ઓસરી ગઇ અને અમે ગુપચૂપ મળી શકતા. એમાં રાજાબજાર બોમ્બ કેસ, ઢાકા અને બારિસાલ કાવતરાં કેસ, શિવપૂર પ્રામપૂર રાજકીય ધાડ કેસ

વિગેરેના બાવીસ આસામી હતા. ૭–૮–૧૦–૧૫ વરસની સજાઓ વાળા;—કંઇકને તો જીંદગીભર જેલ સેવવાની હતી. તેમની સાથે ભળતાં અમે શરમાતા. ૭ મહિનાની જેલ મેળવી અમારે તેમની આગળ શી રીતે ઉંચે મોંઢે ઉભા રહેવાની હિમ્મત કરવી ? ૭ મહિના જેલ આવ્યા તેમાં તે શી મોટી તોપ ફોડી નાંખી ? બધા હોંશિયાર હતા; કોઇ ચિત્ર દોરે, કોઇ કાથાના દોરડા ગૂંથે, કોઇ ચોપડી બાંધે; અને " ગાના બજાના " તો સૌ કોઇ જાણે. એમનો શ્રદ્ધાભર્યો પ્રેમ તો કદિ નહિ વીસરાય.

જેલમાં અમારા આવવા પછી ઘણીક સગવડો દાખલ થઇ; પણ આગળના બધા અમાનુષી જુલમો આમણે તો વેઠેલાજ. એમની સહિષ્ણુતાને પરિણામે અમારો રસ્તો ઘણો સહેલો થઇ ગયેલો.

હવે રાજદ્વારી કેદીઓને પહેલાં જેવું દુઃખ નથી. બહારની દુનિયાની ખબરો સુદ્ધાં " ઇંગ્લીશમેન, સ્ટેટ્સમેન " વિગેરે દ્વારા મળી શકે છે. કામમાં મોટે ભાગે પરબીડીયાં બનાવવાનું હતું. ઘણા બાગાયત, રસોડાની ગોઠવણ અને સંચાલનમાં નિયુક્ત હતા. પાંજ-રામાં ઉભા ઉભા મુલાકાત કરવાનો નિયમ પાળી સ્વમાન ખોઇ સગાં વહાલાં સાથે મુલાકાત કરવા કોઇજ આતુર નહોતું. નહિ તો મહિનામાં બે વાર મુલાકાત અને બે વાર પત્ર લખવાની પરવાનગી છે. જેલની ઘણી વાતો પરથી સરકારની રસિકતાનો પરિચય થઇ ગયો. જૂઓને, અલિપૂર જેલ કબૂતરખાના પાસેજ છે એટલે અમારી મુલાકાત પણ પાંજરામાંજ કરાવે. અને અમે " અહિંસાવાદી અસહકારી " આગેવાન, એટલે અમને " સ્ત્રીવિભાગ " માંજ રાખ્યા. સ્ત્રીઓ માટે બરહામપૂરની દિવાનાશાળામાંજ એક વિભાગ ખોલ્યો.

કહો, આથી વિશેષ હવે શું જોઇએ ?

જેલમાંની નિરાધાર અવસ્થાને લીધે માણસને ઘણી પંચાત પડે છે—માંદા પડ્યા તો તો ખાસજ. કાગળપત્તર, મળવું મૂકવું વિગેરે સગવડો જેલરસાહેબની નવાબી ઇચ્છાદયા ઉપરજ નિર્ભર છે. ક્યાં રાખવા, કે ક્યાં મોકલવા તેનું પણ તેમજ. આપણી ઇચ્છા રતિભાર ચાલી નથી શકતી. સારી દુનિયામાંથી કપાઇ જઇ દિવાલથી ઘેરાયલી એક જગામાં બફાયા કરવું એ પણ તપશ્ચર્યાજ છે. દિવાલની પેલી પારજ સ્વતંત્ર રીતે મોજ કરતાં માનવીઓ જાય, આવે, અને આ પારના લોકની કેવી અવસ્થા !

રાત્રે દીવો બાળવો હોય, તો સિપાઇની ખુશામદ કરો ત્યારે પત્તો લાગે. બહાર જે લોકો આપણી સામું પણ ન જોઇ શકે તે લોકોના હુકમ આપણે પાળવાના ! વરસાદના દહાડામાં કોટડીમાં ગોંધાઇ રહી ભિંજાયા કરવાનું, અને માંદા પડ્યા હઇએ તો એકલા કણ-સ્યા કરવાનું. એક દિવસ સિપાઇને બૂમો પાડી પાડીને થાક્યા, પણ આવે કોણ ? અને સારી રાત કોટડીમાં દીવો બળ્યો–જરા ઉંઘ ન આવી. એક દિવસ જેલના નળમાંથી પાણીજ ઉડી ગયું—તે દિવસે ન્હાવાનું સૂઇ ગયું. માંદા પડીએ તો પરહેજી પળાય એમ સ્વપ્નેયે આશા ન રાખવી. બહારની દાક્તરી સહાય કે માવજત મેળવી નથી શકાતી; એટલે ત્યારેજ કેદી અવસ્થાનો ખરેખરો ખ્યાલ આવે છે. શ્રીયુત ચાન્દમિત્રાને ટાઇફોઇડ થયેલો—અને શું થયું છે તે સમ-જતાં જાણતાં સુપરિ૦એ એટલા તો દિવસ ભાંગી નાંખ્યા, કે તેટ-લામાં તો ચાન્દમિત્રા સાહેબ અધમૂઆ થઇ ગયા ! મ્હાવજત કોણ કરે ? આખરે જેમતેમ રજા મેળવી કેટલાંક અસહકારીઓ તેમની

સેવામાં રજૂ થયા. હવે મિત્રાસાહેબને દાડમના રસની જરૂર પડી. સુપરિ૦એ તો જેલના ઇજારદારને હુકમ આપ્યો. તે બજારમાંથી એકદમ મોંઘા મૂલના બે સૂકાંઠુંઠ દાડમ લઇ આવ્યો ! જે દિવસે ૧૦૪ ડિગ્રી તાવ હતો, તે દિવસે પણ સુપરિ૦ને સમજ પડી કે કેમ તેનો શક છે. અને મિત્રાસાહેબની અશક્ત અવસ્થાની વાત કરીએ, એટલે કહે, ઇંડાને ભાત ખવડાવો. તેનું સાંભળતે, તો એજ દિવસમાં મિત્રાસાહેબ વિષ્ણુભગવાનને ત્યાં રજૂ થઇ જાત. એટલું ખરૂં કે સુપરિ૦ બહુ યત્નપૂર્વક ચાંદમિત્રાને જોવા મળવા આવતો. જે ભારે જહેમત એણે ઉઠાવી. તે માટે તો એનો પાડ માન્યા શિવાય ચાલે તેવું નથી.



* * * *
* *　　　* *

## * દેશબન્ધુની વાત. *

* *　　　* *
* * * *

એક સારા લેખકે એક વેળા કહ્યું હતું—If Gandhi is the brain of the Non-co-operation movement then Chittaranjan is its heart ગાંધીજીને અસહકારના આંદોલનમાં મસ્તકને સ્થાને ગણીએ, તો દાસબાબુ તેના હૃદયને સ્થાને છે એમાં શક નહિ. ઘણાઓ ભૂલથી માને છે કે દાસબાબુ કલકત્તાની ખાસ કોંગ્રેસ વખતે અસહકારનો ઠરાવ કરવાની વિરૂદ્ધમાં હતા. તેમણે તો અમૃતસર મહાસભામાંથીજ અસહકારની ભલામણ કરેલી અને કલકત્તાની ખાસ બેઠકમાં પણ એનેજ તરણોપાય તરીકે સૂચવેલો. પણ તેની ગોઠવણી વિષે તેમને મતભેદ હતો ખરો. ધારાસભાઓ સાથે અસહકાર કરવો કે કેમ, રાષ્ટ્રીય શાળાઓ ઉભી

કર્યા શિવાયજ સરકારી શાળાઓ તજી દેવા વિદ્યાર્થીઓને આવાહન કરવું—એક વરસમાં સ્વરાજ લેવું કે પાંચ વરસમાં—આવી બાબતોમાં તેમના વિચારો જૂદા પડતા હતા ખરા. તેમની દૂરદર્શીતાનો ખ્યાલ હવે લોકોને આવવા માંડયો હશે.

જે હોય તે, નાગપૂર મહાસભા વખતે મહાત્માજી સાથેની મસલતમાં માંડવાળ કરી દાસબાબુએ મહાસભાએ કરેલા ઠરાવ મુજબ અસહકારને ચરણે પોતાનું સર્વસ્વ મૂકયું. તેમની ઉપરજ પહેલવહેલી મૈમનસિંગ જીલ્લામાં ૧૪૪મી કલમ જારી થઇ. અસહકારને અંગે કામ કરતાં જેલ જવાની દાસબાબુનીયે કયાં તૈયારી નહોતી ? તેઓ કહેતા, જૂન મહિનામાં બેઝવાડા કાર્યક્રમ અમલમાં મૂકાતાંજ સરકાર અપાર જુલમ શરૂ કરશે. પહેલાં બધાંને લાગતું કંઇ કંઇ ખ્વાબી દુનિયામાં વિહરતા અસહકારીઓનું કંઈ વળવાનું નથી; જ્યારે જૂન મહિને એક કરોડ રૂપિયા અને સભાસદો તથા વીસ લાખ રેંટિયા પૂરા થવાની વાતો બહાર આવી ત્યારે સરકારનું ભેજું ચકડોલે ચઢયું. તે પછી જુલમ શરૂ થયો. એક પછી એક મહાસભાના કામદારોને પકડવા માંડયા. દેશબન્ધુ તૈયાર હતા. તેમના પકડાવાની અફવા સંભળાવા લાગી. નવેમ્બર મહિનાની એક રાત્રે કોઇએ ટેલિફોન કર્યો, કે તમને પકડવા આવે છે. દેશબંધુ બિછાનાની પાસે એક ગરમ કફની મૂકી રાખવાની સૂચના કરી મોજથી ઘોરવા પડયા. પણ તે દિવસે ધાડ ન આવી. આખરે દશમી ડીસે૦ને પુણ્યપર્વે તેમણે સરકારની મહેમાની સ્વીકારી.

તે વખતે ચિરરંજન અને હું પ્રેસીડેન્સી જેલમાં હતા. સાંજે દાસબાબુ વિગેરેને જોઇ હરખાવું કે રડવું તેની વિમાસણમાં અમે

પડી ગયા. ૧૦મી ડીસે૦ થી માંડી ૧૪મી ફેબ્રુ૦ સુધી—લગભગ સવા બે મહિના દેશબન્ધુ અટકમાં હતા ત્યાં સુધી અહિંજ રહ્યા. જેલમાં આવ્યા બાદ તેમને ઇન્ફ્લુએન્ઝા લાગૂ પડયો. તેમાંથી સારા થતાં વળી તાવ આવ્યો. આ તાવ ત્રણ ચાર મહિના રોજ આવતો. એક વાર તો તેમનું શરીર છેક લથડી ગયેલું. ઉંઘ આવે નહિ. શરીરનું વજન ઘટી ગયું. તેમની સાથેજ મૌલાના આઝાદ, શ્રી શસમલ અને સુભાષ બસુ હતા. સુભાષબાબુ દેશબન્ધુની લક્ષ્મણ પેઠે સેવા કરતા.

૧૪મી ફેબ્રુઆરીએ શ્રી દાસ અને શસમલને સેન્ટ્રલ જેલમાં આણી અમારા વિભાગમાંજ પૂર્યા. સુભાષ એક અઠવાડિયા પહેલાંજ આવી ગયા હતા. શ્રી કિરણશંકર રાય અને અરવિન્દ મુખોપાધ્યાય તો હતાજ. અમે સાત સ્ત્રીવિભાગમાં રહેલા. સુભાષ અને અરવિન્દ રાતદહાડો દાસબાબુની માવજતમાં મચ્યા રહેતા.

તે વેળા દાસબાબુને રોજ તાવ આવે. આવી કડક ગરમીમાં (આશરે ૪ હાથ પહોળી અને ૬ હાથ લાંબી) એક કોટડીમાં તેમને ગોંધેલા. ચોબાજુ બન્ધ; હવાની છૂટ જરાયે નહિ. તેમનું શરીર વધારેને વધારે બગડવા લાગ્યું. ધીમે ધીમે બહુમૂત્રતાએ હૂમલો કર્યો. પાંચ દાંત પણ પડાવી નાંખવા પડયા. જોઇતા ખોરાક ફળફળાદિમાં ખરચ બહુ થઈ જશે ધારી સરકારે તેમને પોતાને ઘેરથી ખાવાનું મંગાવવા સૂચવ્યું. દાસબાબુએ ના કહી, પણ આખરે ભાઇબન્ધ દોસ્તો અને અમારા આગ્રહથી કબૂલ કર્યું. જેલમાં હતા ત્યારે દાસબાબુને મળવા ઘણા ઘણા આવેલા.—પંડિત મદનમોહન માળવિયા, સર કે. જી. ગુપ્ત, એસ. આર. દાસ, જગદીશચન્દ્ર અને

તેમનાં પત્ની, શ્રી ભૂપેન્દ્ર બસુ, અમેરિકન પ્રોફેસર વૅાન ટાઇન, રેવરંડ એન્ડરસન, રેવ૦ ગ્રાઇન્સ, બી૦ એ૦ નાગ, સુરેન્દ્ર મલ્લિક, એન૦ સી૦ સેન, કુમુદશંકર રાય, શ્રી શરતચંદ્ર બસુ, કુમારકૃષ્ણ દત્ત, સર અબ્દુર રહીમ, ડૉ અબદુલ્લા સરફર્દી—અને આપણા જાણીતા નવલકથાકાર શરતચન્દ્ર ચટ્ટોપાધ્યાય વિગેરે ઘણા આવેલા.

દેશબન્ધુની જેલના અમલદારો ઠીક સરભરા કરતા. કેદીઓ તો બધા તેને ભક્તભાવે પૂજતા. પણ વખત એ વખતે તેમને પણ કેવું ખમવું પડતું તેના દૃષ્ટાંત એક બે આપું.

એક દિવસ શ્રી વાસંતીદેવી મળવા આવેલાં. વાતચીત ચાલતી હતી તે વેળા જેલર સાહેબ બોલ્યા "મોટેથી બોલો, મારાથી સંભળાતું નથી" દેવીએ કહ્યું "હું તમારૂં કહ્યું માની નથી શકતી." એ બની ગયા પછી તેમણે મળવા આવવાનું બન્ધ કરવા ધાર્યું; પણ સરકારના હુકમથી જેલરને સીધાદોર બની જવું પડયું, ફરી એવી અસભ્યતા તેણે ન કરી.

એક દિવસ સેન્ટ્રલ સુપરિ૦ ડૉ ઍશ તેમને દરવાજા પાસેની પોતાની ઓફિસમાં બોલાવી મંગાવ્યા. બપોરનો વખત–તાપ તો કહે કે મારૂં જ કામ. શરીરમાં તાવ સસડે. એવી સ્થિતિમાં દેશબન્ધુ તેની ઓફીસમાં ગયા. ઍશ સાહેબ ખુરશીમાં બેઠા રહ્યા—દેશબન્ધુને ઉભાજ રાખ્યા. દેશબન્ધુના ગૃહવૈદ્ય—દાક્તર આવેલા હતા. તેમની સાથે મળવાનું પ્રયોજન હતું. દેશબન્ધુને ઉભા ઉભાજ મળી લેવું પડયું.

એક દિવસ દેશબન્ધુ ન્હાવા જતાં ચકરી આવવાથી પડી ગયા —માથામાં મોટો જખમ થયો. આવી દશામાં સ્વામીને મળવા માટે

વાસંતીદેવીએ અન્દર આવવા ઇચ્છા દર્શાવી. બડા સાહેબે તેમને દરવાજે બેસાડયાં અને દાસબાબુને ખુરશીમાં બેસાડી ત્યાં આણવાની ગોઠવણ કરૂં છું એમ કહ્યું. એટલે વાસંતીદેવીએ "થેન્કયુ" કહી પાછા ફરવા માંડયું—એટલામાં સુપરિ૦એ તેમને જોઇ તુરત અન્દર જવા દીધાં. પણ મુલાકાતનો ઠરાવેલો વખત પૂરો થતાંજ જેલરને મોકલી દેવીને ચાલ્યા જવાનું જણાવવા તે ચૂકયો નહિ.

બીજી વેળા એક ગોરા વાર્ડરે—પહેલાં એ હજામ હતો—દરવાજો બંધ કરવા આવતાં દાસબાબુનું અપમાન કર્યું. આખરે જેલરે આવી દિલગીરી બતાવી ધાંધલ મટાડી. આવી કંઇ કંઇ ઘટનાઓ બન્યાંજ કરતી.

એપ્રિલ મહિને તો એટલી ગરમી પડે કે અમારા વિભાગમાં ફરવું–વસવું કઠણ થઇ પડયું. સાંજે એકદમ ઉકળાટ થતો—ત્યારેજ પહેરેગીર આવી અમને ગોંધી જતો. રાતોની રાતો વિના નિદ્રાએ બેઠાંબેઠ ગાળવી પડી. માંદા માંદા પણ દાસબાબુ સૌ કંઇ આનન્દથી સહન કરતા.

બહાર પવનનો સપાટો સંભળાય ત્યારે હસતાં હસતાં અમને કહે,—લ્યો. ચાલો. હવે પવન આવ્યો. સૂઇ જાઓ. એક દિવસ રાત્રે તેમની બિમારી જોવા સારૂ સુપરિ૦ આવ્યા; તે બાપડા ઉકળાટથી એકદમ ગભરાઇ ગયા. અને પછી અમારા કહેવાથી બીજે માળે એક ઠેકાણે અમારી બદલી કરાવી આપી. અહિં પાંચ મહિના જેલ વેઠયા બાદ દાક્તરી સલાહ મુજબ એક ટેબલ–પંખો દાસબાબુને આપવાની સરકારે મહેરબાની કરી—(તેના પૈસા તો અલબત્ત દાસબાબુ પાસેજ લીધા)—અને પંખો આપ્યો એવો નમૂનેદાર કે

બબ્બે દહાડે તેને જુલાબ જોઇએ. બરાબર ચાલેજ નહિ.

દેશબન્ધુ પોતાની કોટડીમાંથી બનતાં સુધી બહાર ન જતા. બપોર પછી કોટડીના આંગણામાં બેસી મળવા આવનારાઓ સાથે વાતચીત કરતા. આખો દિવસ લખવું વાંચવું અને વિચારવું—એજ ધંધો ચલાવતા. સારી નરસી અનેક બંગાળી નવલકથાઓ ઇરાદાપૂર્વક તેમણે વાંચી કાઢી. બંગ સાહિત્યના દુર્દૈવ વિષે તેઓ ભારે શોક બતાવ્યા કરતા. વળી પ્રાચ્ય અને પાશ્ચાત્ય રાજનૈતિક, સામાજિક અને દાર્શનિક પુસ્તકો પણ વાંચતા અને "ભારતીય રાષ્ટ્રવાદનાં તત્વો" નામનું પુસ્તક લખવા સારૂ ટિપ્પણીઓ નોંધી લેતા. આ પુસ્તકની શરૂઆતની પ્રણાલી જોતાં તો લાગે છે કે પૂરૂં થતાં બે વરસ લાગશે. અને આખા હિન્દુસ્તાનમાં એક અપૂર્વ ગ્રંથ તરીકે એ સ્થાન લેશે.

કારા–જીવનની અનેક અગવડો અને દુઃખદરદો ભોગવતા છતાં, શારીરિક કુશળતા ગુમાવવા છતાં, દેશબન્ધુનું વદનમંડળ હમ્મેશ પ્રસન્નતાની આભાથી ઝળકયા કરતું. સ્વદેશના હિત કાજે રાજગાદી સમું ઐશ્વર્ય તજી જેણે જેલ સ્વેચ્છાથી નોંતરી છે તેની શક્તિનાં કાંઇ માપ હોય ? તેમનો અને તેમના સહકર્મચારીઓનો આ ત્યાગ શું વિફળ જવાનો છે ?

ના, ના—

**કંસના કારાગૃહમાં શ્રીકૃષ્ણ ભગવાન જન્મ્યા—આપણીયે મુક્તિનો જન્મ જેલમાંજ થશે. બધાંના વિરલ ત્યાગો સાર્થક થશે—માવડીની બેડીઓ તૂટશે—અને ફરી**

સ્વતંત્ર ભારતમાં સાચા માનવી પેઠે આપણે સુધન્ય જીવન ગાળવા શક્તિવંત બનીશું.



# ફરીદપૂરની જેલમાં

ફરીદપૂર જેલનો આ અનુભવ ત્યાં નિવાસ કરી આવેલ એક અસહકારી આગેવાને લખેલો છે.

માત્ર પન્દર મિનિટમાંજ અમારી બાર જણની તપાસ અબ્બુ-અલી સાહેબે—સબ ડીવીઝનલ ઓફિસરે–પૂરી કરી નાંખી. ચોકીની દેખરેખ પર નિયુક્ત એક અમલદારની જુબાનીથી અમારા પર ગુન્હો સાબીત થઈ ગયો. દારોગાબાબુના અભિપ્રાયે હું એક વિશિ-ષ્ટ ચળવળખોર ઠર્યો હતો. આટલાજ આરોપ પરથી સુયોગ્ય ન્યાયા-ધીશ સાહેબે સજા સંભળાવી દીધી–અને અમને બે વરસ સુધી સરકારની વીશીમાં રહેવાની વ્યવસ્થા કરી આપી. ક્રીમીનલ લૉ એમે-ન્ડમેન્ટ એક્ટ ૧૭–૨ કલમ મુજબ સજા કરી. આટલા ટૂંકા વખ-તમાં આટલા લોકોનો ન્યાય આપવાનું કામ—મહારી ફૂંક મારી કબૂતર ગેબ કરી દે તેવું–નવુંસવુંજ શરૂ થયું હતું.

ઠીક. તપાસને પરિણામે ફરીદપૂર જેલમાં જઇ બર્યાબાદર્યા આલીશાન મહેલમાં કોઈ અફલાતૂન ખોરાક ખાઇ અને કોઇ અદ્ભુત રીતે શૌચાદિ ( હાજત ) વ્યવહાર કરી આપણે જીવન ગાળવા માંડ્યું. કામળાના અભાવ, ડીસેમ્બરની કડી ઠંડીમાં અડધા ભૂખ્યા, અડધા તરસ્યા, જેમ તેમ બાવીસમી તારીખ પર્યંત આવી પહોંચ્યા. ૨૩મી તારીખ આવી રીતે રહેનાં તો નવીચન લથડીજ જશે એમ જેલના

અમલદારોને જણાવ્યા વિના રહેવાયું નહિ. એમ પણ કહ્યું કે આ સ્થિતિનું કંઇ નિવારણ કરવાનો પ્રયત્ન નહિ થાય ત્યાં સુધી અમે વાર્ડમાં દાખલ નહિ થઇએ. નાયબ જેલર પાકો વાણીઓ–તે અમને સમજાવી પટાવી કંઇ કંઇ આશામાં તરબોળ કરી વાર્ડમાં દાખલ કર્યા બાદ સંધ્યાના અંધકારમાં લોપ થઇ ગયો. બીજે દિવસે સ્હવારે "ગુડમોર્નિંગ, ગુડમોર્નિંગ" કરતા જીલ્લા માજીસ્ટ્રેટ મિ. હૉગ, ડેપ્યુટી જામિની રાય, જેલર, નાયબ જેલર અને મુન્શી તથા થોડા સિપાઇઓએ અમારા વાર્ડ પર હલ્લો કર્યો.

પહેલાં એકવાર હૉગ સાહેબ જેલમાં આવી અમારી સાથે જાતજાતની વાતો કરી ગયા હતા. તે વેળા મીઠી મીઠી વાતો, અને મન્દ મન્દ હાસ્યથી અમને જીતી લેવાનો તેમણે યત્ન કરેલો. પાછળથી અમને સમજાયું કે તેમનુ એ આગમન કુરૂરાજ દુર્યોધનની યુક્તિઓ જેવું હતું. ઠીક છે. ૨૪મી તારીખે આવીને સાહેબે અમને બહાર નીકળી હારબંધ ઉભા રહેવાનું ફરમાન કર્યું. પહેલાં કોઇવાર આવો હુકમ છૂટયો નહોતો. હૉગ સાહેબની મુખાકૃતિ પરથ. ખુલ્લું જણાઈ આવતું કે પેલા નાયબ જેલર સાહેબની આ બધી ઇન્દ્રજાળ છે. બહાર નીકળવાને વાંધો હતો નહિ. પરંતુ આટલા બધાં માણસ એટલે બધાંને હુકમ સમજાય અને સૌ બહાર નીકળે તેમાં સ્હેજસાજ ઢીલ તો કુદરતી રીતે થાયજ. પણ હૉગ સાહેબનું તો બાદશાહી ફરમાન. ફરીથી તેમણે ધાંટો પાડયો. આમ એણે શોર કર્યો એટલે તરત કેદીઓને તો સિપાઇઓએ જેમ આવ્યું તેમ ધક્કા હડસેલા મારીને, કાન પકડીને બહાર કાઢયા. પછી રસ્તા પર બધાને ઉભા રાખી જૂદા જૂદા હુકમ કરવામાં

આવ્યા. તે ઇંગ્રેજી, બંગાળી અને હિન્દીમાં થતા. મોટે ભાગે તેનો સારાંશ એ હતો, કે કોઇ વંદેમાતરમના જયઘોષ કરી શકશે નહિ. હારબંધ કોટડીઓમાં જવું અને હારબંધ બહાર આવવું; હારબંધ ખાવા બેસવું. જેલમાં ઉપરી સાહેબ કે કોઇ મોટો અમલદાર પધારે ત્યારે પહેરગીરમાંથી કોઇ "સરકાર" શબ્દ ઉચ્ચારે કે તુરત માનપૂર્વક ઉઠીને "સલામ" બોલી તે પ્રમાણે કુરનિશ બજાવવી. એવાજ બીજા કેટલાક હુકમો અને નિત્ય નિયમો જણાવી હૉગ સાહેબે ત્રણ ભાષામાં ફરી જણાવ્યું કે નિયમો નહિ પાળશો તો વધુ ભારે સજા ભોગવવી પડશે.

પછી ૨૪ જણાને આગેવાન તરીકે લેખી કોટડીઓ પાસે આવેલા નાના ચોગાનમાં મોકલ્યા. દશ અગિયાર સ્હેજ માંદા હતા, તેમને ઇસ્પિતાલમાં મોકલ્યા. અને બાકીનાને પાછા વાર્ડમાં પૂર્યા.

હુકમ તો બહાર પડચો, પણ તે બધા માન્ય કરશે કે નહિ તેની ચોકસ પરીક્ષા લીધા શિવાય હૉગ સાહેબથી જવાયજ કેમ? એટલે એક એક કરતાં બધા વાર્ડોમાં પ્રવેશ કરી હૉગસાહેબે પરીક્ષા શરૂ કરી. જમાદારે ગળું ટટાર કરી સાતમે સૂરે ઘાંટો પાડચો, "સ...ર...કા...ર." આ શબ્દે તો ઉભા થવાનો પ્રોગ્રામ હતો —અને ઉભા તો બધા હતાજ. એટલે એમાં તો કંઈ સમજ પડી નહિ. પછી વળી ખોંખારો કરી જમાદાર બરાડચો "સ...લા...મ" સલામ કરવાની તો બાજુએ રહી, કોઇએ સ્હેજ પણ માન દર્શાવ્યું નહિ—જેમના તેમ ટટાર ઉભા રહ્યા. એક વાર—બે વાર—ત્રણ વાર "સલામ" શબ્દની હરાજી થઇ! પણ એકે "બીડ" માર-નાર ન નીકળ્યો! ફાઇલ પણ ઉંચી ગઈ અને સલામ પણ સૂઇ

ગઇ. આટઆટલા ધાંટાશોર કરેલા વ્યર્થ ગયા જોઇ હૉગસાહેબની કાલિકામૂર્તિ ભયંકર ગર્જના કરવા લાગી. છતાં ધાંટાતોડથી કંઇ ન વળવાથી ઘણાના હાથ તાણીને તેમની પાસે "સલાટે" લગડાવવા યત્ન કર્યો—પણ પરિણામ શૂન્યમ્. કોઇએ હાથ ઉંચક્યો સરખો નહિ. આવું હડહડતું અપમાન તો કેમજ સહેવાય ? ખેંચાખેંચ અને તાણાતાણ શરૂ થઈ. હૉગસાહેબની લાકડીનો સ્વાદ પણ કેટલાકને ચાખવા મળ્યો.

દરેક વાર્ડમાં એ જાતના નાટક ભજવાયા. પછી ઇસ્પિતાલમાં અને મેદાનમાં લઇ ગયા. ત્યાં સમજ પડી કે અમને લગભગ ત્રીસેક જણાને બહાર કાઢયા છે. હૉગના હુકમથી અમને મેદાનના ઇશાન ખુણામાં આવેલી **એક જગામાં બબ્બેની હારમાં લઇ ગયા. સામે જોયું તો એક ત્રિકોણાકૃતિ યંત્ર પડેલું હતું. અમને પંજાબની વાતો સાંભરી. સઘળા સમજ્યા. કસાઇના વાડામાંની ગાય પેઠે અમે વાટ જોવા લાગ્યા.**

હૉગ, ડેપ્યુટી જામિની રાય, અને નાયબ જેલર એક ખુણે ઉભા રહી કાનમાં ઘૂસપૂસ કરવા લાગ્યા. તે પછી દોડતો જઈ નાયબ જેલકોડ લઇ આવ્યો. એટલું કહેવાની ખાસ જરૂર છે કે તે વેળા સુપરિ૦ નૃપેન્દ્રબાબુ હાજર નહોતા. જામિની રાય તેનેજ ઠેકાણે કામચલાઉ ડયુટી બજાવતા હતા. ચાર વીરપુંગવો એ પ્રમાણે ઘૂસપૂસ કરતા હતા–તેમાંથી માત્ર "not less than fifteen" ( પન્દરથી ઓછા નહિ ) એટલું માત્ર અમને સંભળાયું. આગલો પાછલો સંબંધ જેમ તેમ બેસાડી રહેજસાજ અર્થ મેં ગોઠવ્યો. દાક્તર સાહેબ એટલામાં આવી પહોંચ્યા. તેમની પાસે છાતી તપાસવાનું યંત્ર હતું.

છાતી તપાસી એક જણને નપાસ કર્યો.—“ નકામો છે. ” બીજાને એકને જોઇ હૉગે સૂચવ્યું “ એ તો ખાસ્સો પેંડા જેવો છે.” તેની છાતી પર યંત્ર મૂકયું ન મૂકયું એટલે જાણે પોતે પારદર્શી ન હોય તેમ દાક્તરે “ ઉપયોગી ” એમ કહી સીલ માર્યું–હૉગ સાહેબ ઉપયોગી કહે તેને પોતે નકામો ઠરાવી કેમ શકે?

પરીક્ષા થઈ રહી. ફરી પાછા હૉગ સાહેબે મુદ્દત આપી—પૂછયું—“ ફરી પૂછું છું કે, કેમ સલામ આપવી છે કે નહિ ? ” એક જણ કંઈ જવાબ દેવા જતો હતો પણ હૉગ સાહેબે તો ધધડાવીને પૂછ્યું—Simply tell me, will you salute? ( એટલુંજ કહો, સલામ કરશો કે નહિ ? ) દઢ સ્વરે જવાબ મળ્યો, I won't ( ના, જી. ) જવાબ દેનાર દત્તકેન્દુયા રાષ્ટ્રીય વિદ્યાલયના આચાર્ય શ્રી સુરેન્દ્રનાથ સિંહ હતા. હૉગે ગુસ્સે થઇ કહ્યું, “ લેતા જાઓ. ” અને પાતળીયા સિંહબાબુને બે જમદૂત જેવા સિપાઇઓએ જોરથી પકડયા અને પેલા ત્રિકોણ લાકડા સાથે ઉંચા હાથ કરી કચકચાવી બાંધ્યા—સહેજ પણ ચસાય ખસાય એવું રાખ્યું નહિ. પહેરેલી લુંગી–ટૂંકી પાટલૂન કાઢી લીધી—તદ્દન નગ્નાવસ્થાજ કરી. પછી પાછલા ભાગમાં એક ભિનું ચિથરૂં બાંધ્યું અને ગણવાનું શરૂ કર્યું.—“ એક ” “ બે ” સડાસડ નેતરની મજબૂત સોટી ચાલવા માંડી—પાડાની પીઠ પર ચાબખો લગાવતા હોય તે પ્રમાણે આંખ મીંચીને સપાટા લગાવ્યા. અને સાથે સાથે બીજા બધાને સમજાવતા મોટેથી બોલતા જાય “ જોયું—માતૃભક્તિવાળા બાળકને આ પ્રમાણે અગ્નિપરીક્ષામાં બળવું પડે છે. તે પરીક્ષામાં પાસ થયા વિના માતાને પ્રિય નહિ થવાય હોં ? ” વિગેરે. છેવટે

" પન્દર " શબ્દની સાથે છેલ્લો સપાટો પડયો અને એક ઘણાની પાળી પૂરી થઈ. પાછળ લગાવેલું ચિથરૂં લઇ લઇ પાછી લુંગી પહેરાવી દીધી. પછી તેમને ખેંચી લઇ જઈ સિપાઇઓએ ઘાસ પર બેસાડવા માંડયા. બેસી શકાયું નહિ. જમણા હાથ પર માથું રાખી જેમ તેમ સુરેન્દ્રબાબુ લાંબા પડી રહ્યા–તેમની વેદનાનો પાર નહોતો !

હવે આવ્યો શ્રી પંચાનન ચક્રવર્તીનો વારો. પંચુબાબુ દાકતરી પરીક્ષામાં પાસ થઇ તુરતજ પેલા લાકડા સાથે કચકચાટ બંધાયા. તેમની જુગજુની હૃદયની અસ્વસ્થતા બાપડી દાક્તર સાહેબની બ્હીકથીજ ઉડી ગઇ હોય એમ જણાયું. પહેલાંની પેઠે નેતરના સપાટા અને ગણતરી ચાલ્યાં. ભૂલથી પન્દરને બદલે ચૌદજ સપાટા માર્યા અને પન્દર ગણ્યા ! સુરેન્દ્રબાબુને અને પંચુબાબુને જુદીજુદી કોટડીઓમાં ગોંધ્યા. બીજા ગુનાહગારો નેતરથી તો બચી ગયા, પણ હાથકડી, પગબેડી વિગેરે સજાઓ તો તેમને કપાળે ચોંટીજ. હૅાગ સજા કરીને ડરાવી ફોસલાવી સલામ લેવા માંગતો હતો. પણ તેમાં તેનું કશું વળ્યું નહિ. બાપડો નિરાશ થઇને ધીરે ધીરે પાછો વળ્યો. અને બાકીના વીરો છાતી ફૂલાવતા ચાલ્યા ગયા—બસ, નાટક પૂરૂં થયું.

તે દિવસે ૨૪મી ડીસે૦ને દિવસે અમારે ૨૪ કલાકનો અપવાસ પાળવાનો હતો. એટલે છેક સાંજે અમે ખાધું. એકેક નાનકડી કોટડીમાં ત્રણ ત્રણ ચાર ચારને રાત બધી પૂરી મૂકયા. દિવસે વળી સામેના નાના ચોગાનમાં ફરવા દેતા ખરા. આમ જેવું તેવું ખાઇ ને ટાઢે ઠુંઠવાતા દિવસો ગાળવા લાગ્યા.

થોડાક દિવસ વીત્યા કેડે નૃપેન્દ્રબાબુ પધાર્યા. તેમણે મહેરબા-

નીની રાહે અઠવાડિયામાં એક વાર માછલી મળે એવી ગોઠવણ કરી આપી. થોડે દિવસે એકને બદલે બે વાર મળે એવી વ્યવસ્થા થઇ. નૃપેન્દ્રબાબુની કારકીર્દિ દરમ્યાનની ખાસ જણાવવા લાયક વાત દરેક જાતના સખત મજૂરીના કામ પરત્વે છે.—કોઠારમાંના ચોખા ભાત ઝાડકવા, પંપ ચલાવી પાણી કાઢવું, ઘંટી વડે દાળ ઘઉંનો આટો બનાવવો વિગેરે કામ હતાં. આ કામ નિયમિત રીતે બરાબર થાય છે કે નહિ તે જોવાનું દેખરેખનું કામ પણ અમારા પરજ હતું. અજાયબીની વાત તો એ કે સોંપેલું કામ નક્કી કરેલા વખત પહેલાં પૂરૂં થઇ જાય, એટલે તે કામનો બોજો સુદના ચન્દ્ર પેઠે દિવસે દિવસે વધતો જતો; બાલિશ ચપળતા–ચંચળતાને લીધે ધીરજ ધારણ ન કરનાર ઘણા જુવાન પોતાનું કામ ઘણું વહેલું પૂરૂં કરી દેતા; પણ તેમ કરી તેઓ રસળવા માંડે તે જેલરથી સહેવાય શાનું ! લાલપીળી આંખો કરી, ડોળા કાઢી તે તેમને ધમકાવે. ખોરાક, અને ટાઢ ટળે એવા પોશાક બાબત નૃપેન્દ્રબાબુ આગળ ફરિયાદો કરી કરીને થાકયા. પણ કાંઇ વળ્યું નહિ. તે જોઇ ફરી અમારૂં જુવાન વાજું વાગવાની તૈયારી કરતું હતું. આખરે બધાએ મળી મસલત કરી એક દિવસ ઠરાવ્યું કે હવે કંઇ બોલવું કરવું નથી. જેમ સહેવાય તેમ વેઠયાં કરવું. આથી પ્રાતઃસ્મરણીય બાપુ ગાંધીજીનું નામ સંભારી સંભારી બધા મુગે મોંઢે દુઃખ વેઠવા લાગ્યા.

જેલમાં જાણે કંઇ દુઃખ પડતુંજ નથી એમ અમને વર્તતા જોઇને જેલના કાર્યકર્તાઓ મનમાં બળી જવા લાગ્યા. પણ કંઇ છિદ્ર જડે નહિ, એટલે કરે શું ? મનની મનમાં, અને તનની તનમાં

રાખીને બેઠા. અચાનક તા. ૨૩મી તારીખે શનિશ્ચરદેવનાં પગરણ મંડાયાં. તા. ૨૪મીએ ક્રિયા આરંભાઇ. એનાં કારણ નીચે મુજબઃ—

ગરીબ બાપડા હિન્દુસ્તાનના કડિયારા અને જલભરિયાઓના પૈસાનો સદુપયોગ કરવા સારૂ યુવરાજ મહારાજ તા. ૨૪મીએ કલકત્તે આવશે એમ જાણી અમે તે દિવસે અપવાસ પાળ્યો. ઠીક. —દારૂગોળામાં દિવાસળી ચંપાઈ—અમે કરેલા ઘોર અપરાધનું ફળ તુરત મળ્યું.

નૃપેન્દ્રબાબુના હાથ તળેના અમારા કારાજીવનમાં કદિએ જંપીને બેસવા તો નથીજ મળ્યું. છતાં જેલકામદારોને અમે અમારી અગવડો જણાવા દેતા નહિ એટલે તે ઉલતા બળતા, કે આટઆટલી અગવડો છતાં નાના મોટા સઘળા તેને કંઈ લેખતાજ નથી. પણ બાપડા કરે શું ? બીજી કોઈ નવી ' સજા ' યોજાય તેમ હતું નહિ એટલે મનની મનમાંજ રહી ગઇ.

તે પછી સુપરિન્ટેન્ડન્ટ રાજેન્દ્રબાબુ કામચલાઉ રીતે જેલની ગાદી પર વિરાજ્યા; ત્યારે કંઇક ફેરફારો આવશે એમ ( ફોકટજ ) અમને લાગ્યું. પણ જેના તે જુલમો કાયમજ રહ્યા. કંઇયે ફેરફાર થયો નહિ. થાય પણ કેમ ? કેદીને તે વળી દુઃખસુખ શાં ? ઘણાંને લાગશે કે આ લખાણમાં મીઠુંમરચું ભભરાવીનેજ બધું આવું વર્ણન કરેલું છે. પણ એવું ધારવામાં મોટી ભૂલ છે. પ્રતિજ્ઞાપૂર્વક કહી શકું છું કે જેલના જુલમો વર્ણવવામાં રહેજ પણ અતિશયોક્તિ કરી નથી ઉલટું જગાને અભાવે જેલના કામદારોની કઠોરતાને બહુ ટૂંકાણમાં પતાવી દીધી છે. બે દાખલા નીચે આપું છું, તે પરથી ખાતરી થશે.

(૧) જેલરબાબુનો બાર વરસનો છોકરો એક દિવસ એક કેદીને જમરૂખ ખાતો જોઇ બોલી ઉઠેલો—" બાબા, બાબા, કેદીઓ માણસ માફક જમરૂખ ખાય કે ? " આ ઉપરથી કેદીઓ વિષે કેવા ખ્યાલ પ્રવર્તે છે તે સમજાશે.

(૨) લ—નામનો એક સામાન્ય કેદી હતો. સદ્‌ગૃહસ્થનો છોકરો હતો. પૈસે ટકે સુખી જીંદગી ગાળે એટલે સખત કામકાજ કરવાની જરાયે ટેવ ન મળે. પણ તેથી શું ? જેલની મજૂરી કરવામાં ચૂક થાય તો પછી હાડમાંસ ભેળાંજ કેવી રીતે રહી શકે ? કામ તો રોજ જેમ તેમ કરે. અકસ્માત એક દિવસ જોઉં છું તો લ—ને પકડી ઇસ્પિતાલમાં લઇ ગયા. તેને જાતે મેં પૂછી જોતાં જે ખબર મળી તેનાથી હું તો અજાયબીથી અને દુઃખથી અવાકજ થઇ ગયો.

જેલના એક અમલદારનાં સહધર્મચારિણીજીએ એક દિવસ અચાનક શોર ઉઠાવ્યો કે મારી બે ત્રણ રૂપિયા રૂપિયાની નોટોને પગ થયા છે-ચોરી થઈ છે ! અને વાંક ઢોળાયો લ—ને માથે. ગુસ્સાથી વાઘણ જેવી થઇ ગૃહિણીએ તો " મેટ "ને હુકમ કર્યો, કે " એને જરા મેથીપાક જમાડ. "

ગરીબ બાપડાને મેટના હાથનો બેસુતમ માર ખાવો પડયો. માર ખાઇ જમીન પર લાંબો પડયો પડયો પોતાના નસીબને ફિટકાર આપતો હશે એટલામાં ગૃહિણીદેવી ત્યાં પધાર્યાં અને તેનામાં આટલી થોડી ઘણી પણ શુધબુધ જોઇ તેમના ગુસ્સાનો પાર રહ્યો નહિ. લાલચોળ આંખો કરી " મેટ " ને ધમકાવ્યો, કે " તેં શું તારૂં કપાળ માર્યો ? હજુ તો મોજથી બાપણ કરે છે, તો તેં મારો

હુકમ શું પાળ્યો" ? મેટના તો જીવમાંથી જીવજ ઉડી ગયો. ચાબકાની પેટી ખોલી ફરી પાછો સડાસડ સપાટા ખેંચવા લાગ્યો. લ—જમીન પર તરફડવા લાગ્યો. પણ ગૃહિણીનો ગુસ્સો કેવોક, તે પોતે રડતી રડતી સ્વામીરાજ પાસે ફરિયાદ કરવા ગઇ. "જોયા, આ તમારા કેદીઓ ! અમારાં જરાયે માનપાન છે ?" સ્વામીરાજ પણ રણચણ્ડી મૂર્તિ જોઇને બાપડા બીધા અને મહાકષ્ટે પોતાના હાથીકાયા ઉઠાવી ઉભા થયા અને પેલા મેટને ફરમાવ્યું કે બરાબર ફટકાવ.

રાજેન્દ્રબાબુએ જેલમાં પુષ્કળ વરસ નોકરી કરેલી પણ તે ખરેખરા દયાળુ હતા. નાનાં નાનાં બાળકો પરસેવાથી તરબોળ ઘંટીએ કુપ્યાં કરતાં હોય, કે પંપ પર કામ કરતાં હાંરી જાય તો પોતે આવી હેતાળ રીતે તેમની સાથે બેચાર વાતો કરે. એક વાત અજબ બની. શ્રી સુરેન્દ્ર વિશ્વાસ અને મૌલવી તમીજુદ્દિન સાહેબને જે દિવસે ફરીદપૂરથી ઢાકાની જેલ મોકલ્યા, તેને બીજે દિવસે અચાનક તેણે બધાંની પાસે કામકાજજ બંધ કરાવ્યું. આમ એકદમ કેમ થયું, એ સમજાયું નહિ. સરકારનો હુકમ આવ્યો, કે પોતે થઇને આમ કર્યું એ કલ્પનામાં પણ ન આવ્યું. ફરીદપૂર જીલ્લાના સુપ્રસિદ્ધ નેત્રવૈદ્ય ધારાસભાના મેમ્બર શ્રી મૈત્ર મહાશય જેલની મુલાકાતે આવેલા ત્યારે અમારી તબીયતને નુકસાન કરે તેવી જાતની સખત મજુરી બાબત ફરિયાદ કરવા છતાં કંઈ વળ્યું નહોતું —ત્યારે આમ અચાનક કેમ અમારી સખત મજૂરી અદૃશ્ય થઇ ગઇ !—ઇશ્વર જાણે ! થોડાક દહાડા વીત્યે કંઇક સાદુંસીધું કામ સોંપ્યું ખરૂં. પણ તે કેવળ સહેલું અને ઝટ પતી જાય એવુંજ ! —છતાં ખોરાકનાં રોદણાં તો જેવાં ને તેવાં કાયમ રહ્યાં—તેમાં કંઈ

ફેરફાર કરવામાં આવ્યો નહિ.

રાજેન્દ્રબાબુએ અમારામાંથી થોડાકને પસન્દ કરીને તેમની " ટિકીટ " માં " ખાસવર્ગ " એવું લખી આપ્યું. આમ " ખાસવર્ગ " મળ્યા પછી અમે પણ રાજેન્દ્રબાબુની ઘણી સગવડો સાચવતા. જેઓ આ વર્ગમાં નહિ ચૂંટાયા, તેમને પણ (રાજેન્દ્રબાબુના હાથમાં હોત તો તો) ચૂંટાવાનું મળત. પણ તેમ ન થયું, અને એક દિવસે એ બધાઓને સાધારણ કેદીઓમાં લઈ જવા માટે જૂદા પાડયા. એટલે એ ગેરઇન્સાફ સામે વાંધો દર્શાવવા અમે એકમતે અપવાસ કરવાનું જાહેર કર્યું. નાના મોટા બધા સાથે ભળ્યા. પહેલાં મનુષ્યને નિરૂપયોગી જેવા ખાદ્યપદાર્થો ન સ્વીકારવા ખાતર અપવાસ કરવાને ઘણા બહુ આતુર થયા હતા. તે હવે આવો અન્યાય જોઇને તો ઉછળીજ પડયા. અંતરમાં ધૂમાયા કરતો અગ્નિ રાજેન્દ્રબાબુના ગેરઈન્સાફથી ભડભડ સળગી ઉઠયો. અમારા તરફથી પ્રતિનિધિ મોકલી તેમને અમારો ઠરાવ જણાવ્યો. તેને બ્હીક લાગી; એટલે તેણે પોતાનો હુકમ ખેંચી લીધો. અમે પણ અમારો નિશ્ચય આ પ્રમાણે જીત મળવાથી ફેરવ્યો. તે પછી બધાનેજ " ખાસવર્ગ " નો ખોરાક મળવા માંડયો. પણ બાકીનાને ટિકીટમાં કંઈ લખી ન આપ્યું. આમ થોડા સારા નરસા દિવસ વહી ગયા એટલામાં રાજેન્દ્રબાબુની ગાદીએ મિ૦ ડાકવર્થ સાહેબની સ્થાયી નીમણુંક થઇ.

તેણે આવીને પહેલાં તો કોઇ વાતમાં હાથજ ન ઘાલ્યો. રોજ સ્હવારે અમને દર્શન આપી જાય. સામાન્ય રીતે તે આવે એટલે ઉભા હોઇએ તો સન્માનથી તેમને આવકારતા—અને તે અમને જોઈ નીરવ રીતે ચાલ્યો જતો. જેલના અમલદારોના પત્થર હૈયાં વિષે જે

(લ–વિષે) પ્રસંગ ઉપર ચીતર્યો, તે આ ડાકવર્થ સાહેબના આવ્યા પછી થયેલો. હું તે જોઇ ગયો છું એમ જાણી જેલના અમલદારોને બ્હીક લાગેલી અને હું કંઇ ગડબડ ન કરૂં તેટલા માટે મને ડરાવવા લ–ને વિશેષ સખત મજૂરીનું કામ સોંપ્યું. એક દિવસ તે બાપડાને ઘાણીએ જોડયો–તે જોઇ જમાદાર–સિપાહીઓ પણ રડેલા. બીજા કેદીઓ તો સાધારણ રીતેજ રડે. સારે નસીબે સિપાઇઓની રહેમ નજરથી તેને ઘાણીમાંથી મુક્તિ મળી ગઇ. દોઢ મહિના સુધી લ–એ આ આફતની બિમારી ભોગવ્યા કરી !

ગમે તેમ; સામાન્ય કેદીઓમાં પણ ચેપ ન ફેલાય એ વિચારે જેલરે અમને ચુમ્માળીશ માણસોને ચૂંટી કાઢી એક જુદા વિભાગમાં સખત પહેરા હેઠળ રાખ્યા. બીજાઓની સાથે અમને મળવા ન દે. બાકીનાઓને પણ સામાન્ય કેદીઓ સાથે તો ભળવા નજ દેવામાં આવે.

પણ તેઓ આપસઆપસમાં એક વિભાગમાંથી બીજા વિભાગમાં જઈ શકતા ખરા. આમ થવાને લીધે અમને ખૂબ ક્રોધ ચઢયો. કારણ પૂછતાં તેયે ન બતાવે ! ફરી પાછાં અસંતાપનાં પૂર ફરી વળ્યાં.

અમને જૂદા પાડતી વેળા જેલર અને નાયબ જેલરે, લ— તરફ અમે બતાવેલ દયામાયાનું વેર લેવામાં બાકી ન રાખ્યું. ડાકવર્થ પાસે અમારી ઉદ્ધતાઈ, હિમ્મત અને દુષ્ટતા વિષે પૂરાં ગુણગાન થયાં. ટૂંકમાં અમને ભારે દુઃખપીડામાં ન જૂએ ત્યાં સુધી આ બે ઇશ્વરના સરજેલા અદ્દભુત પ્રાણીઓને શાંતિજ નહોતી વળતી. કંઇ કંઇ બ્હીક અમને બતાવેલી. ઘણીવાર તો અમને બાળવા

માટે અમારી પાસે સખત હડહડતી મજૂરી કરાવ્યા બાદ હસતે ચહેરે અમારી પાસે આવીને અમારા દુઃખમાં ભાગ લેવાનો ડોળ કરે. પણ તેના એ ડોળથી કે ડરામણાંથી એક બાળક પણ ગભરાતો નથી એ જોઇ તેમનું હૈયું શેકાઈ જતું. અમને મ્હોં મલકાવતા જુએ, એટલે તેમનું હૃદય ચીરાઇ જાય, અને તેવું જોઇ અમે સખત મજૂરી કરતાં કરતાં પણ તેમની સામે ખડખડ હસતા.–મઝા ઉડાવતા. નવો સાહેબ આવેલો જોઇ અમારી સામે બને તેટલાં બંભેરણાં કરવામાં તેમણે બાકી ન રાખ્યું.—તેમનો નીચ હેતુ કંઇક સધાયો પણ ખરો, તેમાં શક નથી.

અમારા મંડળમાંથી અમને બીજે ઘસડી જવાથી બધા અસંતુષ્ટ થયા હતા. અધૂરામાં પૂરૂં, "તોફાની બારકસો" ને શાસન દેવાને આતુર ડાકવર્થ સાહેબ બે ચાર દિવસ રહીને અમારે રસોડે પધાર્યા. શાક સમારતા હતા તેમને હારબંધ ઉભા રહેવા ફરમાન છૂટયું. ઉભા તો થયા, પણ હારમાં નહિ. બધા મનમાં ચિઢાયેલા હતા. ડાકવર્થે દરેક ઓરડામાં જઇ ઉભા થાઓ, ઉભા થાઓ એમ ધાંટા પાડયા. આ જાતની બીનજરૂરી જોહુકમી અસહ્ય હોવા છતાં તે પાસે આવતાં અમે સૌ ઉભા તો થયા, પણ એક જણે નીચું જોઇ બેઠાં બેઠાં પોતાનું કામ કર્યાંજ કર્યું; બળજબરીથી વિનય પળાવવાની નીતિ સામે વિરોધ કરવા માટે તેણે ઉભા ન થવાનુંજ ઠીક ધાર્યું. ડાકવર્થે તેને ત્રણ રાત હાથકડી લગાડવાનો હુકમ કર્યો. આથી અમે સર્વેએ વાંધો દર્શાવવા નક્કી કર્યું અને બે દિવસ બાદ સાહેબ આવતાં દરેક જણ બેસીજ રહ્યા. તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. અને ધૂંધવાતો ધૂંધવાતો ધમકી આપતો વિદાય થયો કે "ઠીક છે,

માજીસ્ટ્રેટને અહિં લાવી સજા ન વધરાવું, તો મારૂં નામ ડાકવર્થ નહિ." અમે ખડખડ હસ્યા કર્યું.

બીજે દિવસે હૉગ સાહેબ સાથે સાહેબ વેર લેવા સારૂ પધાર્યા. તપાસને અંતે બાર વરસના એક છોકરાને ત્રણ દિવસ એકાન્ત કોટડી, પાંચને રોજ આઠ કલાક હાથકડી સાથે ઉભા રહેવાની, બેને પાછળ હાથકડી, અને બીજા આઠને દંડાબેડીની સજા કરી. ઉભી હાથકડી ચાર દહાડા અને દંડાબેડી સાત દહાડા સારૂ હતી.

હૉગની સાથે શ્રી સુરેન્દ્રનાથ સિંહને વાદવિવાદ ચાલ્યો. હૉગ તેના તરફ ટગરટગર જોયા બાદ કહે, "કેમ તમને પહેલાં એકવાર શિક્ષા થઇ'તી ખરી?" તેમણે હસતાં હસતાં સગર્વ ઉત્તર આપ્યો. "હા, જી" તેમને જરાયે પસ્તાતા કે દુઃખી થતા ન જોઇ હૉગે જૂદુંજ કંઇ અનુમાન બાંધ્યું હશે. તે દિવસની તપાસનો સાર એ કે અમારે ઉભા થવું જોઇતું હતું અને અમે ઉભા ન થયા, તે અમારો અપરાધ. તપાસ કરી સાહેબ ઘેર ગયા.

બીજે દિવસે બીજા ભાઇઓ સંગાથે ભારે હરખથી લોઢાનાં ઝાંઝર પહેરી રૂમઝુમ સ્વરે જેલ ગજાવતા અમે વાર્ડમાં ફરવા લાગ્યા. જેમને આ નવી જાતની સજા થઈ નહોતી તેમને અમારી અદેખાઇ આવી. બધાં કરતાં શ્રી સુરેન્દ્રનાથ સિંહ અને પંચુભાની સૌ કોઇ વધારે અદેખાઇ કરે. બન્નેને આ વખતે સજા થયેલી. એકને ઉભાં હાથકડી, અને બીજાને દંડાબેડી. આ કાળે બધાંની માનસિક અશાન્તિ એટલી વધી પડેલી હતી, કે સજા ન થાત તો કોઇને ચ્હેનજ ન પડત.

આ સજા સાથે વધારામાં એક મહિના સુધી કાગળ લખવા

મેળવવાની, તેમજ બહારનાં સગાવહાલાંને મળવાહળવાની છૂટ પણ ગઈ અને બે દિવસ ખાસ જાડો ખોરાક અપાયો.

હવે આ "જાડા" ખોરાકની વાત કરૂં.

આ જાડો ખોરાક એક જાતના ચોખાનો ભાત હતો. કોઇ-નેયે આ સુમધુર વાનગીની કિમ્મત સમજાઇ નહિ, કારણ બે દિવસ સુધી કોઇએ પાણી શિવાય બીજાં કશાંનો ઉપયોગજ ન કર્યો. બીજે દિવસે અમારામાંના કેટલાકને ચેળ થઇ આવી હશે, તેથી સવાદ જાણવા ખાતર તેમણે વાનગી સહેજ સહેજ ચાખી જોઇ. તે જાણી નાયબ જેલરનું પાકી આવ્યું. રસોઇઆનોજ વાંક!!! લાલચોળ આંખે કેદી બબરચીને તેણે ધમકાવ્યો. તેં છાની છૂપી રીતે સ્વદેશીબાબુને માટે સારા ચોખા આણ્યા હોવા જોઇએ. નહિ તો આ તેમણે ખાધોજ કેમ? તેઓ તો આ જાડો " ખોરાક " ખાતા નથી! જેમ તેમ બાપડો કેદી– બબર્ચી તેના પંજામાંથી છૂટયો.

એક વાત જણાવવી જરૂરની લાગે છે. બીજા કેદીઓનો અમારા પ્રત્યેનો સદ્વ્યવહાર અને પ્રેમ જોઇ અમારી અજાયબીનો પાર નહોતો, કે આ લોકો ચોરી–બદમાશી કેમ કરી શકયા હશે. મનુષ્ય સંકડાશમાં આવી પડે છે ત્યારે શું નથી કરતો? તેને શું નથી કરવું પડતું? એ રીતેજ આમણે ચોરી કરી હશે, એમ અમને લાગ્યું.

બે દિવસ બાદ અમને ચોકખો ખોરાક આપવાનો ડાકવર્થ સાહેબનો હુકમ હતો. પણ તે અમને નજ મળ્યો. જેલર સાહેબની મહેરબાનીની રાહે અમને જાડો ખોરાકજ મળ્યાં કર્યો. એનું નામ જેલની સુવ્યવસ્થા.

આ પ્રમાણે અમારા અપવાસ ચાલુ હતા પણ ન તો સુપરિં અમને પૂછે, કે ન તો કોઇ બીજો અમલદાર. માત્ર સિપાઇ જમાદાર અને બીજા કેદીઓ અમારા તરફ બહુ માયા બતાવતા. હાથકડી અને પાયબેડી ખૂટી પડવાથી કેટલાકને ત્રણ ત્રણ ચાર ચાર દિવસ કોટડીમાં ગોંધ્યા. ચાર બાળકોને ખૂબ સજા કરી. તેમને એક કોટડીમાં પૂરીને આખી રાત હાથકડી લગાવી રાખી. એમાંનાજ એકને એક વેળા એક પેન્સીલનો ઉપયોગ કરવા માટે અઠવાડિયા સુધી કંતાનનાં લુગડાં પહેરાવી રાખ્યાં હતાં. અને વધારામાં ઉડતાળીસ કલાકનો અપવાસ અને સખત હાડમારીની મજૂરી ! કહો, આવી આવી સજાઓ ખમી રહેતાં બંડ કરવાનું મન થાય કે નહિ ?

ત્યાં સુધી કોઇ ઉભું ન થતું, કે સન્માન ન દર્શાવતું. ડાકવર્થને સમજણ પડી કે ગમે તેવી સજાથી પણ અમને જેર કરી નહિ શકાય. આથી તેણે સજા કરવાનું બંધ કર્યું. રોજ આવે, આમતેમ ફરે અને પાછો ચાલ્યો જાય. અને અમે ? અમે કોઇ વાર બેસી રહીએ; કોઈ વાર લાંબા પડયા હોઇએ, અને કોઇ વાર મોઢું ફેરવીએ અને તેનું ઉદાસ મુખ નિરખીએ.

આમ આશરે પાંચ છ દિવસો વહી ગયા. હવે અમને સ્હેજ કંઠ વળી. એમ સૂતા સૂતા પડયા રહી કે બેસી રહી એક સદ્‌ગૃહસ્થને વારંવાર અપમાનિત કરવાનું ખુંચવા લાગ્યું—અંતરને ડંખવા લાગ્યું. બધા વિચારવા લાગ્યા કે હવે શો ઉપાય કરવો ? જેલર પણ કોઇ કોઇવાર આવી અમને કંઇ નિકાલ લાવવાની સલાહ આપતો. આખરે એમ ઠર્યું, કે અમારામાંથી પ્રતિનિધિ મોકલી ડાક-

વર્થને અમારા વિચારો જણાવવા. તેને ખબર આપવી, સમજાવવું કે તને બીજાંઓ ખોટું ખોટું ભંભેરે છે, તે માનવા જેવું નથી, અને તું અન્યાય કરે છે. ચાર પ્રતિનિધિઓની ચૂંટણી કરવામાં આવી.

એટલામાં એક નવીજ વાત બની. જેઓ "ખાસ વર્ગ"માં નહોતા લેવાયા તેમને સામાન્ય કેદીઓમાં લઈ જવાને માટે જૂદા કર્યા બાદ કોણ જાણે શો વિચાર આવ્યો હશે, તે પોતપોતાના વાર્ડમાં રાખેલા. જે દિવસે અમે ડાકવર્થને મળવા જવાના હતા તે દિવસે વળી પાછા તેમને જૂદા પાડ્યા. આથી વળી સર્વેને ગુસ્સો ચઢ્યો.

છતાં તે દિવસે રીતસર મળીને ડાકવર્થની સાથે મુલાકાત કરી બધી વાતો કહી દીધી. અભિમાની ઇંગ્રેજ બચ્ચો કેદીઓ સન્મુખ પોતાના પક્ષનો વાંક કદિયે કબૂલવાનો હતો? એટલે તેણે પોતાનો વાંક તો નજ સ્વીકાર્યો. પણ મનમાં મનમાં તે બધું સમજી ગયો છે એમ અમને લાગ્યા શિવાય ન રહ્યું. પેલા કેદીઓને તેણે સ્વ-સ્થાને રહેવા દીધા. વળી એક દિવસ હવે છૂટા-જૂદા પાડવા વિચાર નથી એમ પણ બોલી ગયો. "સરકાર" "સલામ" વિગેરે બંધ કરી દીધું.

આગળની ટેવ પડેલી, એટલે જમાદારો કેટલીક વેળા "સરકાર" શબ્દ તો બોલી જતા. પણ "સલામ" શબ્દ તો અમારા વિભાગોમાં બોલવો સ્હાવ વીસરીજ ગયા. મુલાકાત વેળા ડાકવર્થે "સરકાર" શબ્દનો અર્થ સરકાર-ગવર્નમેન્ટનો પ્રતિનિધિ, એવો કરેલો. એટલે કે એ શબ્દ તો "મારા" આગમનનો સૂચક અને તેથી કેવળ નિર્દોષ છે એમ જણાવેલું. અમોએ તેથી તે પ્રત્યે ઉદા-

સીનતા ધારણ કરી. ડાકવર્થ બાપડો શાંત પડ્યો અને અમે પણ આ બધી ધાંધલ મટવાથી ઠરી પડયા.

એક રાતમાંજ જાણે ડાકવર્થ રાક્ષસ મટી ફિરસ્તો બની ગયો. બધી ધાંધલ મટી ગઇ—અમે તો આશ્ચર્યચકિતજ થઈ ગયા. કદાચ ઉપરથી સરકારના પણ તેવી જાતનાં હુકમફરમાન છૂટયાં હશે!

હવે તો અમને ખાવા પીવાની અગવડ ન પડે એટલા ખાતર તે જાતે અમારો ખોરાક દાણોદુણી તપાસી જોતો. આ મુલાકાત થઇ ગયા બાદ ફરીદપૂર જેલમાં અમને કદિ ગેરવાજબી રીતે કનડયા નથી, એ જણાવવુંજ જોઇએ. ઉલટું અમારા પ્રત્યે ભારે સદ્વર્તન અને વિનય દેખાડવામાં આવ્યાં. વચ્ચે વચ્ચે જેલર અને નાયબ જેલર ગડબડ કરતા ખરા. પણ સાહેબની માયાળુતાને લીધે તેમનું કાંઈ ચાલતું નહિ. અરે, તેમને કેટલીકવાર ઠપકો પણ સાંભળવો પડયો. ડાકવર્થ ધમકાવે પણ ખરોજ.

લાંબો વખત, લગભગ મહિનો સુધી છૂટા રહ્યા બાદ બધાને બહાર નીકળી એક બીજાની સાથે મળવા હળવાની ઘણી હોંશ થતી. પણ કોઇ બહાર નીકળતું નહિ. એક વાર પંચુભાએ દરવાજા બહાર પગ મૂકયો હતો. તેમ જોતાંજ એક હથિયારબંધ પોલિસે તેને ધમકી આપી. પંચુભાએ ઉલટું તેનેજ સામો ધમકાવ્યો, કે તારે જોઇએ તો જેલરને ફરિયાદ કર, મને અટકાવનાર તું કોણ? અંદરથી કારકુન પેલા સિપાઇને બૂમ પાડી કહે, "કાન આમળીને પકડી આણ." પંચુભાના ગુસ્સાનો પાર રહ્યો નહિ, પણ અહિંસા તો જાળવી રહ્યા. સિપાઇના કહેવા મુજબ તે પાછા ફર્યા. બીજે દિવસે આખી વાત ડાકવર્થ સાહેબને જણાવતાં તેમણે સિપાઇને

મૂરખ શિરોમણિની ઉપમા આવી, અને કારકૂનને જુલાબ આપ્યો. સિપાઇને અમારા પહેરામાંથી બીજે મોકલી દીધો.

મુસલમાન ભાઇઓ રોજાના દિવસોમાં ખાવા વિષે બન્દોબસ્ત કરવા જેલર નાયબ જેલરને વારંવાર કહેતા. બન્દોબસ્ત કરવાનું તો બાજુએ રહ્યું, પણ રોજા પળાયજ નહિ એવી સગવડ ઉભી કરવામાં પણ એમણે તો કંઈ બાકી ન રાખ્યું. જેલર હિન્દુ હતો. નાયબ અને કારકૂન બંન્ને મુસલ્માન હતા. જેલર હિન્દુઓની અગિઆરસ વિગેરે માટે ગોઠવણ કરી આપવા બિલ્કુલ નારાજ રહેતો— પેલાઓ રોજા બાબત તેવુંજ વલણ રાખતા. પણ પછી અમે ગમે તેમ ધાંધલ મચાવી ફરજ પાડીયે ત્યારે લાચારીથી ઠેકાણે આવે. એક બે પ્રસંગો સાહેબને એક દિવસ બરાબર સમજાવીને કહ્યા એટલે ખ્રિસ્તી હોવા છતાં તેણે તુરત સન્માનપૂર્વક બન્ને બાબતની વ્યવસ્થા કરી અને પેલા બંન્ને રોજાએકાદશીના શત્રુઓને નીચું જોવું પડયું.

જ્યારે સુપરિં૦ ડાકવર્થ અને અમારી વચ્ચે ઉભા થવા સંબંધે ઘોર વિગ્રહ ઝામેલો ત્યારે એક વિલક્ષણ વાર્તા બની હતી. એક અઢાર વરસના જુવાન કેદીની મા મરી જવાથી તે શોકમાં માત્ર ભાત પરજ રહેતો હતો. એટલામાં સજારૂપે પેલા જાડા ખોરાકનો હુકમ આવેલો અને ખાય કે ન ખાય, પેલા મૃતમાતૃકને પણ એજ ભાત અપાયો. તે જોઇ બધા કેદીઓના ગુસ્સાનો પાર રહ્યો નહિ. સારે નસીબે દાક્તર સાહેબે દૂધ મોકલાવી આપી બધાને શાંત પાડયા.

ફરીદપૂર જેલમાં કેટલીક હસવા લાયક ઘટનાઓ બની હતી. એક બે દાખલાઓ નીચે આપું. એક નૃપેન્દ્ર બાબુના, અને બીજી

રાજેન્દ્ર બાબુના છેવટના દિવસોમાં બની હતી. ડેપ્યુટી જામિની રાય નૃપેન્દ્રની ગેરહાજરીમાં તેમનું કામકાજ કરતા. એવામાં એક દિવસ ધારાસભાના સભ્ય શ્રી મૈત્ર મહાશય જેલની મુલાકાતે આવ્યા હતા. એક જુવાનને દંડાબેડી ઠોકેલી. અને તેની સજા પૂરી થઇ હતી છતાં દંડાબેડી જેમની તેમ ચાલૂજ હતી. બરાબર અગિયાર વાગે મૈત્ર મહાશય જેલમાં દાખલ થયા ત્યારે એકદમ જેલરને યાદ આવી ગયું અને બેડી કઢાવી નાંખી. બીજી વખત રાજેન્દ્ર બાબુના રાજમાં સાંજે વાળુ બાદ બે કેદી ભાઇઓ રાત્રે પીવાનું પાણી લેવા માટે તળાવે ગયા હતા, અચાનક હવાલદારે આવી તેમનો વાડ઼ બંધ કરી દેવા માંડ્યો. ઘણાએ તેને વાર્યો કે પેલા ભાઇઓ આવે, પછી તું બંધ કર, પણ સત્તાના તોરમાં ને તો સાંભળેજ શાનો? જળ લઇ પેલાઓ પાછા ફર્યા અને હવાલદારે તેમને બીજાજ વિભાગમાં ગોંધી દેવાનો પ્રયત્ન આદર્યો, અને ચુપચૂપ ન માનશો, તો બળજબરીથી પણ તેમ કરીશ, એવી હિમ્મત બતાવી. પણ પેલા બે સત્યાગ્રહી વીરો કંઈ ગાંજ્યા જાય તેવા નહોતા. એટલે હવાલદારજીએ જબરદસ્તી કરવાને ઉદ્દેશે સિપાઇઓ બોલાવવા સિસોટી બજાવી. હજુ અમે બધા જમી રહ્યા નહોતા. કોઇએ ઝાડની ડાંખળી તોડી લીધી, કોઇ ફરવાની લાકડી, કોઇ હૉકીની લાકડી કે એવાં એવાં કામચલાઉ હથિયારો લઇ સિપાઇમંડળ દોડયું દોડયું આવ્યું અને પેલા હવાલદાર આગળ જઇ પહોંચ્યું. તેણે પોતાનું કહેવું સમજાવવા માંડયું પણ તે તો સાંભળેજ શાના? જમાદારના હુકમથી સ્હેજ દૂર હસતા હસતા ઉભા રહ્યા. કોઇ કોઇ તો હલકી ભાષામાં

હવાલદારને થોડી ઘણી સરસ્વતી પણ સંભળાવવા લાગ્યા. જમાદારે પેલા બે ભાઇઓને વિનયપૂર્વક તેમના વાર્ડમાં જવા કહ્યું અને તેઓ તો ખૂશીથી પોતાના વાર્ડમાં ગયા. હવાલદાર બાપડો ફજેત થયો અને માથું ખંજવાળતો બીજે ચાલ્યો ગયો. તે પછી " પાગલ ઘંટડી ", વગાડી, સિપાઈ ભેગા કરવા સારૂ અમે તેને " પાગલ ઘંટડી " કહીનેજ બોલાવતા.

આવી આવી ઘણી વાતો બનતી, પણ લખાણ બહુ વધી જાય, એ બ્હીકથી આટલીજ વર્ણવી સંતુષ્ટ થાઉં છું.

૧૭મી એપ્રિલે કલકત્તે ગયા તે દિવસે ડાકવર્થે એવી મઝાની સરભરા કરી કે, તે પ્રગટ કરી, તેનું સૌજન્ય જાહેર કર્યા શિવાય રહી નથી શકતો–કૃતજ્ઞતામાં ખામી આવે.

મારી પહેલેથીજ ધારણા હતી કે રાજનો અમલદાર છતાં ડાકવર્થ બહુ સદાચારી અને ન્યાયી પુરૂષ છે. મારા ભાઇબંધોને આ અનુમાન મેં કહેલું ત્યારે તેની પહેલાં પહેલાંની વર્તણુંક પરથી તેમને એ પર જરાયે શ્રદ્ધા ન્હોતી બેઠી. પણ ફરીદપૂર જેલમાંથી વિદાય થવાની તૈયારીના દિવસોમાં આ શ્રદ્ધા બહુજ સુન્દર રીતે આવી. આગળ રાજદ્રોહને અપરાધે હું એકવાર જેલ આવી ગયો હતો તે વેળા મારો એની સાથે જે થોડો પરિચય થયલો તે પરથી મેં અનુમાન બાંધ્યું હતું. આ વખતે શરૂઆતમાં તો મને પણ મારૂં અનુમાન જરા ખોટુંજ લાગવા માંડેલું પણ પછીથી તે સાર્થક થયું ખરૂં.

છૂટવાને આગલે દિવસે બપોરે તેણે અમને તપાસ્યા અને અગારી ટિકીટમાં " ચાલી શકશે " એવું પ્રમાણપત્ર આપ્યું. ત્યારે

સમજાયું કે હવે અમારે બીજે જવાનું છે. ત્યાર બાદ અમારો વાડ઼ં તપાસવા આવ્યા ત્યારે નીચે મુજબ વાતચીત થઇ.

મેં કહ્યું " હું ધારૂં છું કે હવે આપણે એકમેકથી છૂટા પડવું પડશે; ખરૂં ?"

ડાકવર્થ—હા.

મેં જણાવ્યું—તમારાથી છૂટા પડતાં અમને અત્યન્ત દુઃખ થાય છે.

ડાકવર્થ—ખરેખર ? તમને અંતરમાં લાગણી થશે ?

" હા. "

" એ જાણી હું બહુ રાજી થયો. "

ત્યારબાદ ઘણી વાતચીત થઇ. બધાએ એની સાથે હાથ મેળવ્યા. તેણે કેટલીક શિખામણો આપી. જતી વેળા લગભગ ત્રણ કલાક સુધી વાતો કર્યા બાદ કહે " મારૂં કર્યું કારવ્યું વીસરી મને ક્ષમા દેજો. મેં તમને સતાવવામાં કંઈ બાકી નથી રાખ્યું ! "

મેં કહ્યું " ઠીક છે. આપને પણ અમે સતાવ્યા છે તે માફ કરજો. ગુડબાઈ, પ્રભુ તમને સુખી રાખો. " હાથ મેળવી તે કહે " ગુડબાઈ, ઇશ્વર તમને દીર્ઘાયુ કરે. "

દાદરથી ઉતરતાં ઉતરતાં વળી પાછા આવી હસતાં હસતાં તેણે મારી સાથે હાથ મેળવી કહ્યું " ફરીથી ગુડબાઈ. ભલાઇથી રહેજો અને સૌનું ભલું કરજો એટલે થયું. "

" ગુડબાઇ "

રાત્રે લગભગ નવ વાગે હાથકડીની અગવડ અનુભવતા અને જાતજાતની ટીકાઓ-ચર્ચાઓ કરતા ગાડીમાં બેઠા. અચાનક ગાડીની

બારીએ ડાકવર્થની હાસ્યોજ્જ્વલ મુખમુદ્રા નજરે પડતાં અમે ચકિત થયા. કૃતજ્ઞતાના નાગપાશથી તેણે અમને સખત બાંધ્યા. રાતના ઘોર અંધકારમાં ગાડીમાં બેસી અમને ઠેઠ સ્ટેશન સુધી મૂકવા પણ તે આવ્યો; પહેલાંની જાતજાતની વાતો કર્યા બાદ હરખથી તેણે વિદાય લીધી. ગાડી ચાલી. બધા લાંબો વખત સુધી આ સદાચારી પરદેશીની પ્રશંસા કરવા મંડ્યા. પોતાના વિયોગે અમને અંતરનું દુઃખ થતું હતું એ જાણી ડાકવર્થને અપાર હરખ થયેલો, એમાં કશો શક નથી.



# —નવો ફાલ—

**કૈલાસ માનસ સરોવર દર્શન**—લેઃ ગિરિજાશંકર બધેકા, દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન ભાવનગર પૃષ્ઠ ૧૦૨ કાચું પૂંઠું ૦-૧૦-૦

ગુજરાતી સાહિત્યમાં પ્રવાસનાં પુસ્તકો જુજ છે એટલે આ પુસ્તક એ સુન્દર ઉમેરો ગણાય. પ્રથમ આવૃતિ વખતે આપેલાં ચિત્રો આમાં અપાયાં નથી એ દુર્ભાગ્ય છે. પણ તેથી ગ્રંથની મહત્તામાં વાંધો આવે એવું નથી. શૈલી જોઇએ તેવી રસાળ નથી. પણ ભાષામાં સરળતા જળવાયલી છે અને એકન્દરે પુસ્તક સંઘરવા લાયક બન્યું છે. કિમ્મત પણ બહુ વાજબીજ ગણાય.

**સુન્દર ભેટ**—ઉપર પ્રમાણે પૃષ્ઠ ૧૫૦ પાકું પૂંઠું કિમ્મત ૦-૧૦-૦

રાષ્ટ્રીય શિક્ષણની પ્રવૃત્તિ એ સરવાળે શિક્ષણમાં ક્રાન્તિ ઘટાવે કે કેમ એ તો કોણ જાણે પણ સાહિત્યમાં તો તેણે ક્રાન્તિ ઘટાવીજ છે. બાળસાહિત્યની ફુલવાડી ધીમે ધીમે લિલીછમ જેવી અને વસંત શોભના બનવા લાગી છે. ઉપરોક્ત પુસ્તક એ આ ફુલવાડીનું સુવાસ ભર્યું ગુલાબ છે. શ્રી જુગતરામભાઇએ આગળ સુન્દર નાનકડો

ઉપોદ્‌ઘાત લખ્યો છે. બાલકોનું હૃદય વિકસિત કરવા માટે માબા-પોએ સર અવસરે સુન્દર ભેટો આપ્યા કરવી એ જરૂરનું છે.

**હિન્દી સુભાષિતો**—સંગ્રાહક મણિલાલ દવે. પાનાં ૧૬ કિમ્મત દોઢ આનો.

પહેલી ચોપડીની સાથે ચલાવવા માટે કરાયલો સંગ્રહ.

ઉપરનાં પુસ્તકો અમને મોકલવા માટે દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવનનો ઉપકાર માનીએ છીએ. બીજા મોકલનારાઓએ સરનામું ગાંડીવ સાહિત્ય વાટિકા કેળાંપીઠ, સુરત એમ કરવું.



## વાટિકાના—

## ગ્રાહકોને—

૧ તમારૂં સરનામું બદલાય ત્યારે તુરત એક કાર્ડ અમને લખી નાંખશો. જેથી તમારૂં નવું પુસ્તક ગેરવલ્લે ન પડે.

૨ કોઈ પણ જાતનો પત્ર વહેવાર કરતી વેળા તમારો નંબર અવશ્ય લખશો. તમને આપેલી રસીદ પરનો નંબર તે તમારો ગ્રાહક નંબર સમજશો.

૩ જવાબ જોઇતો હોય તો કૃપા કરી ટિકીટ બીડશો. આપને માત્ર જરાક ખરચ થાય છે, અમને અનેક પત્રોના જવાબ આપતાં પુષ્કળ ખરચમાં ઉતરવું પડે છે.

૪ તમારા મિત્રોને ભલામણ કરવા ચૂકશો નહિ.

૫ પુસ્તક વાંચી રહ્યા બાદ તમારો અભિપ્રાય એક કાર્ડ દ્વારા જરૂર અમને લખી જણાવજો.

૬ નવાં પુસ્તકોની પસંદગી માટેની આપની સુચના અમને બહુ ઉત્સાહ દાયક થશે. જરૂર કરવા ચૂકશો નહિ.

## ખાસ લાભ.

ગાંડીવ સાહિત્ય મંદિર તરફ પ્રેમ ધરાવનાર ભાઇ હીરાભાઇ દાદાભાઇ દેશાઇ—લાછરસ (નાંદોદ)–એ સાહિત્ય વાટિકાના ગ્રાહકોને નીચેનાં પુસ્તકો માત્ર એક ચતુર્થાંશ કિંમતે આપવાની ઇચ્છા દર્શાવી છે.

| | |
|---|---|
| સુલતાન બહાદૂરની ચિતોડપર ચઢાઇ | કિં. ૧—૦—૦ |
| અદ્દભુત આગબોટ | ,, ૧—૦—૦ |
| પ્રતિજ્ઞા પાલન | ,, ૦-૧૨-૦ |
| પરિષદોનાં ભાષણો | ,, ૦-૧૨-૦ |
| પાપ પુંજ | ,, ૧—૦—૦ |

જેમને આ ખાસ લાભ લેવો હોય તેમણે વાટિકા ગ્રાહક નંબર લખી અમને જણાવવું એટલે તેમને એ પુસ્તકો લાછરસથી મળે એવી વ્યવસ્થા કરવામાં આવશે. આશા છે કે અમારા ગ્રાહકો આ તકનો લાભ લેશે. જેઓ ગ્રાહક ન હોય તેમણે કૃપા કરી લખવું નહિ.

વ્યવસ્થાપક



# બોમ્બયુગનું બંગાળા.

આ પુસ્તકમાં બંગાળામાં ચાલેલી ગુપ્ત બોમ્બની ચળવળનો રસિક ઇતિહાસ, જુદા જુદા કાવતરાંખોરોના પરાક્રમો, જીવનચરિત્રો, કહાણીઓ, જેલમાં અને જેલ બહાર કરેલા કાવતરાં, સાંકેતિક ભાષા, ધમાધમીના જમાનાનો સાચો ઇતિહાસ, તેમના ગુપ્ત આશ્રમની અદ્‌ભુત વ્યવસ્થા વિગેરે વાતો તેમણે જાતે વર્ણવેલી છે. આ પુસ્તક હરેકે હરેક ગુજરાતીએ સંઘરવું જોઇએ.

તમામ પત્રોએ આ પુસ્તકના વખાણ કર્યા છે. "નવયુગ" ના તંત્રી લખે છે; પુસ્તક એટલું બધું રસિક છે, — કે એકવાર શરૂ કર્યા પછી પૂરૂં કર્યા શિવાય છોડાતું નથી. હિન્દુસ્થાન લખે છે; પુસ્તક બહાર પાડી ગુજરાતની અનન્ય સેવા બજાવી છે. કિં. ૧–૦–૦

# રાષ્ટ્રીય ગરબાવળિ.

ઠામઠામ લોકપ્રિય થયેલી આ ગરબાવળિની બે આવૃત્તિ ટુંક વખતમાં ખપી ગઈ છે. ત્રીજી આવૃત્તિ કિમ્મત ચાર આના

